રા. રા. કેશવ હ. શેઠ
ના 'તત્ત્વદર્શન' પ્રતિ

ૐ

"પ્રેમ-ત્યાગ"

# તેજછાયા

જયમનગૌરી પાઠકજી

યુગાન્તર કાર્યાલય • ગોપીપુરા • સુરત

• પ્રકાશક •
જયમનગૌરી વ્યો. પાઠકજી
ખપાટીયા ચકલા, સુરત

સંવત ૧૯૯૬
સન ૧૯૪૦



રૂપિયો સવા




• મુદ્રક •
જશવંતસિંહ ગુલાબસિંહ ઠાકોર
'સુરત સિટિ' પ્રિન્ટિંગ પ્રેસ,
ચૌટા પૂલ પાસે • સુરત



સ્વ. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી

# બે બોલ

આ કાવ્યો જનતા સમક્ષ રજુ કરતાં અનેક પ્રસંગો નજર આગળ તરે છે; પણ તે સાથે પુસ્તકને કે તેના વાચકોને કશો જ સમ્બન્ધ નથી એટલે એના વર્ણનની અહીં જરૂર નથી.

કવિતા એ કંઈ નિબન્ધ નથી કે એને ધારીએ ત્યારે સુધારી શકાય; કેટલીક વાર સુધારવા જતાં બગડે પણ ખરી. કવિતા સુધારવાને માટે તો પૂરતો સમય તથા મન અને શરીરની સ્વસ્થતાની ખાસ જરૂર મને લાગે છે. કોઈ દિવસ સમય મળશે, કોઈ દિવસ સ્વસ્થ થઈશું, એમ કોઈ દિવસ માટે ન થોભતાં હવે આ પ્રસિદ્ધ કરવું જ છે એવી વૃત્તિથી આ કામ હાથમાં લીધું. જેટલાં કાવ્યો તે સમયે પાસે હતાં તેટલાં છપાવ્યાં. બાકી રહેલાં વળી કોઈ સમયે ભેગાં કરવા ધારૂં છું.

અનેક વ્યવસાયમાંથી વખત કાઢીને ઉત્સાહથી 'તત્ત્વદર્શન' લખી આપ્યું તે માટે હું શ્રી. કેશવ હ. શેઠનો આભાર માનું છું.

ભાઈશ્રી કંચનલાલ મામાવાળાની સૂચનાઓ માટે એમની પણ ઉપકૃત છું.

જયમનગૌરી પાઠકજી

# અનુક્રમણિકા

## છંદકાવ્યો


૧ સંભારૂં ?
૨ એકલી
૩ અશોકવનમાં
૪ વનમાળીને
૫ કટાક્ષ
૬ શાને ?
૭ અજાણી
૮ ઉષા
૯ સ્મરણબોધ
૧૦ ઉપાલંભ
૧૧ ત્યારે ને હવે
૧૨ કળી
૧૩ વાંસળી
૧૪ પંખીને
૧૫ સખી ! શું કરૂં ?
૧૬ પણ અરે !
૧૭ દુર્લભ દર્શન
૧૮ શું ન થાયે ?
૧૯ ક્ષણિકતા
૨૦ રસરાત્રી
૨૧ હતું
૨૨ કસોટી
૨૩ સ્નેહગીતા
૨૪ પત્ર
૨૫ એક બાળકનું મૃત્યુ
૨૬ નૂતનવર્ષે
૨૭ શમ્યાં
૨૮ ભૂલ્યો
૨૯ સ્વ. કમળાશંકર ત્રિવેદીને નિવાપાંજલિ
૩૦ પર્વો
૩૧ કામ મારે યે નથી
૩૨ તોય શું ?
૩૩ લગ્નની આગલી રાત્રિએ
૩૪ ચન્દ્રક
૩૫ પ્રેમ
૩૬ મંગલાષ્ટક
૩૭ ભિખારણ
૩૮ મળીશું ત્યાં ભેગાં
૩૯ છૂટી પાંખડી


## ગીતકાવ્યો


૧ પ્રિયતમને
૨ લગ્નગીત
૩ કુદરત
૪ કોયલ વહુ
૫ સ્તુતિ
૬ વછેરી

## સમકાવ્યો


૧ વાદળી
૨ વિમાન
૩ ચુન્દડી
૪ આશા જીવન
૫ ઝાંઝર
૬ ભોઠો પડ્યો
૭ મોતી
૮ સુરજદેવ
૯ અણુજાણુ
૧૦ ગરબે રમવાને આવો
૧૧ ભાણેજડાં
૧૨ કોબાવાળી
૧૩ આભલાં
૧૪ ટપાલી
૧૫ મારો ગરબો
૧૬ મૂલ્યાંકન
૧૭ મોરલી
૧૮ બેન
૧૯ નહીં નોતરું
૨૦ કોયલરાણી
૨૧ આરાધના
૨૨ પુનેમ !
૨૩ વીજળી
૨૪ કા'નો

# તેજછાયાનું તત્ત્વદર્શન

"જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં,
"મોતી તો કોઈ ગોતી લાવો જી રેઃ"

('મોતી,' પૃ. ૬૫)

કલ્પના એવી છે, કે વર્ષાનીતર્યા નભોમંડળમાં શરદેન્દુ વિલસતો હોય અને સ્વાતિ નક્ષત્ર હોય, તેવા સંયુક્ત સંયોગે જેટલાં મેઘબિન્દુ સમુદ્રની ખુલ્લી છીપમાં ટપકે, તેટલાં મોતી પાકેઃ જીવન-જીવનના સાગરમાં છલકાતાં છીપલાંની છાયા ખસેડીને, અન્દર એવાં જે કાંઇ મૂલ્યવાન મોતી હોય, તેને ગોતી કાઢવા સારૂ શ્રીમતી જયમનબ્હેને કાવ્યરસજ્ઞોને ન્હોતર્યા છે.

એ વાસ્તે, જીવનસાગરની જળસપાટીમાં આપણે અવગાહન કરીએ અથવા નિમજ્જન કરીએ, તે પહેલાં આ કાવ્યકિતાબનું શીર્ષક જટિલ સમસ્યા ખડી કરે છેઃ એનું નામાભિધાન છે 'તેજછાયા.' એવું નામ શાથી પસન્દગી પામ્યું હશે? બાળકનો નામકરણ સંસ્કાર તેની રાશિ પરથી થાય છે; બાળક જેટલા જ વ્હાલા પોતાના પુસ્તકરૂપ વત્સનું નામ પણ એના ગુણરાશિ પરથી પડ્યું હશે? કેટલીક્વાર, સંચિત કાવ્યો પૈકી એકના શીર્ષક પરથી પુસ્તકનું નામ રખાય છે; પરન્તુ

અહીં તેવુંય નથી; કેમકે આમાં એક પણ કાવ્ય 'તેજછાયા' નામનું નથી. અલબત, તેજ ને છાયાનો આભાસ પાડતી પંક્તિઓ દૃષ્ટિગોચર થાય છેઃ દૃષ્ટાન્ત દાખલ—

'સન્ધ્યા પડી, પણ ફરી રવિ આવશે એ,'
'રે! રક્તવર્ણ મધુરી ઉગશે ઉષાએ:'
વળી– 'ને સૂર્યપૂજન તણાં લઇ પુષ્પ પાત્રે.'
ત્યાં તો– 'ધાઇ ન હા! રવિ જશે રજની, થશે રે!'

('શમ્યાં' પૃ. ૨૯)

આ ઉપરથી એવી અટકળ કરવી, કે સંસારના સમુદ્રમાં કે જીવનના જળમાં તેજ અને છાયાનાં આત્મલક્ષી વા પરલક્ષી પ્રતિબિમ્બ પડ્યાં હોય, તેનું જે આલેખનસર્જન, તે આ 'તેજછાયા?' અથવા, સોહાગતેજથી તપતા જીવનવહનના મધ્યકાળે, તથા ત્યારપછીની નમતી રજનીછાયાળી એકલવાઈ યાત્રાએ પ્રાણમન્દિરે જે મધુરકરુણ પડઘા પડ્યા હોય, તેનું કવન, તે આ તેજછાયા? કે પછી આરમ્ભે થએલા અનુમાન પ્રમાણે મુદ્રાંકિત કાવ્યોના ગુણરાશિની ગણનાએ જ 'તેજછાયા' નામનો સંસ્કારવિધિ થયો હશે?

પ્રશ્ન જરા જટિલ બને છે, તથાપિ કલ્પનાતીત તો નથી જ; એટલે, વ્યક્તિસ્વાતંત્ર્યના વર્તમાન યુગે સૌ સૌનો સ્વતંત્ર મતાધિકાર હ્યાય તે મત ઉચ્ચારેઃ મ્હારે મન તો તેજ ને છાયાનાં મૂલ્યાંકન એકસરખાં છે. કેમકે તેજ છે, ત્યાં છાયા નિઃશંક છે અને છાયા છે, તો જ તેજનો પ્રભાવ ને સ્મરણભાવ છે. તેથી તેજ અથવા પ્રકાશનો આદર, અને છાયા અથવા અન્ધકારની અવગણના, એ ગણના મ્હારી નથી—માટે જ એક સ્થળે મેં લખેલું કે

'અળખામણો હોત જો કૃષ્ણપક્ષ,
'સદૈવ કાં શુક્લ નથી ચમક્યા?'

અન્ધકાર અળખામણો નથી, તેથી જ વિશ્વ પર જ્યારે ઘોર-અન્ધારી રજનીના શ્યામ ઓળા રમવા માંડે છે, ત્યારે યોગીજનો ચેતન પીવા સચેત થાય છે, એવું ગીતાકથન છે. વળી કલાવતાર શ્રીકૃષ્ણચન્દ્રે પ્રાદુર્ભાવ વાસ્તે કૃષ્ણપક્ષની મધરાત પસંદ કીધી હતી અને સિદ્ધાર્થકુમારે બોધિસત્ત્વ પામીને બુદ્ધ થવા જે મહાભિનિષ્ક્રમણ આદર્યું હતું તે પણ મધરાતે: બિલ્વમંગળ મુક્તિપન્થનો યાત્રી બન્યો, તેય મધરાતે અને હિરણ્યકશ્યપુ નામના દસ્યુનું દમન તથા ભક્તવીર પ્રહ્લાદ વાસ્તે 'સત્યમેવ જયતિ' ઉચ્ચારણ, તે પણ ઉગતી સન્ધ્યાના છાયા – શેરડે.

ત્યારે, તેજ અને છાયા વિષેની મારી દૃષ્ટિ તો આ છે, અને એ દૃષ્ટિથી આ કાવ્યસૃષ્ટિને જોઉં છું, તો એનું સર્જન, તેજની છાયા – એટલે છાપ – પડે એવું સમુજ્જ્વલ જણાય છે. એનાં ચરણોમાં Poetry of culture કરતાં Poetry of Inspiration ની ચમક વિશિષ્ટ રીતે ચમકે છે. કાવ્યોમાં માર્દવ છે, માધુર્ય છે, કર્કશતા કે ક્લિષ્ટતાને બદલે અતિસહજ સરળતા છે: એમાં રસ છે, કલા છે, ધ્વનિ છે, અપ્રકટ આદેશભાવ છે: ચિત્તક્ષોભ અને ઊર્મિનો નૈસર્ગિક આવેગ છે: જો કે હૈયાંને હચમચાવી દે કે મગજના સુષુપ્ત તંતુને ખળભળાવી મૂકે એવો જુસ્સો કે ધમક આમાં નથી; 'તેજછાયા'નો પ્રધાન સૂર છે કમનીય કરુણમધુર.

'તેજછાયા' નાં કાવ્યોની કિરણાવલિ વિષે, 'નિવાપાંજલિ' (પૃ. ૩૧) ના જ નિરૂપણશબ્દો અહીં ઉતારી શકાય, કે:

'જાણે જીવનસ્રોત હોય નવલો, કે હોય મન્દાકિની'

... ... ... ... ... ...

'સીધી સ્પષ્ટ સચોટ કૈં ગુણ ભરી, વાણી ખરે સાક્ષરી.'

કાવ્ય'પુષ્પો'ની એવી આ 'અક્ષરવાડી' માં 'વનમાળી'નો નિવાસ છે ને 'કુદરત'ના વિલાસ છે; 'કળી'ની છબીલી છટા છે ને

અશોકવન'ની ઘેરઘટા છે; અન્દર 'પંખી'ને 'કોયલ' વિહરે છે ને 'વાંસળી'ના સૂર પણ સરે છે; નીતરતી 'પૂનમ' ને તરતી 'વાદળી'; વિમાસતી 'વછેરી' ને ઝબૂકતી 'વીજળી'; ઉઘડતી 'ઉષા' ને ઘેરાતાં 'આભલાં'; વ્યોમનાં 'વિમાન'ને ઝગમગતાં 'મોતી'—એવાં અનેકવિધ કાવ્યકુસુમોના પુંકેસરમાં પ્રેમ છે, અભિલાષ છે, નિઃશ્વાસ પણ છે; જીવનની લગ્નની દાંપત્યના સંસારની તલસ્પર્શી ધૂપછાંવ છે.

કાવ્યોની આ કુસુમવાટિકા ત્રણ ખંડમાં વહેંચાયલી છે:—

(૧) છન્દકાવ્યો, ૩૮+૧=૩૯, (૨) ગીતકાવ્યો, ૬, અને (૩) રાસકાવ્યો, ૨૪: કુલ કાવ્યો ૬૯: જીવનક્ષેત્રમાં આ બધા કાવ્યરોપ ક્યારે ને કેટકેટલા રોપાયા અથવા ઉગ્યા, તેનો તારીખે તપાસીએ તો સૌથી પહેલી કાવ્યસર્જન સાલ ૧૯૨૧ની માલમ પડે છે. એ વર્ષમાં શ્રીમતી જયમનબ્હેને બે છન્દકાવ્યો રચ્યાં. ત્યાર પછી, ૧૯૨૨–૨૩–૨૪–૨૯–૩૧–૩૨–૩૬ અને ૩૭માં એક એક છન્દકાવ્ય; ૧૯૩૫માં બે, ૧૯૩૦માં ત્રણ, ૧૯૨૫માં ચાર, ૧૯૨૮માં પાંચ, ૧૯૨૭માં છ, ૧૯૨૬માં આઠ અને એક પ્રકીર્ણની સાલ નોંધાયલી નથી તે સહિત કુલ છન્દકાવ્યો ૩૯. ગીતકાવ્યો છ હોઈ, ૧૯૨૧–૨૨–૨૩–૨૬–૩૪ અને ૩૫, એ પ્રત્યેક વર્ષે એક એક મ્હોરેલું વંચાય છે; જ્યારે રાસકાવ્યોનો ફાલ પ્રમાણમાં બહોળો ફૂલેલો ગણાય: એનો સર્જનકાળ ૧૯૨૮ પહેલાં જણાતો નથી. ક્રમાનુસાર જોઈએ તો, ૧૯૨૮–૨૯–૩૦–૩૧–૩૨–૩૫–૩૯ તથા ૪૦, એ વર્ષોમાં એકએક, ૧૯૩૩માં બે, ૧૯૩૭ તથા ૩૮માં ત્રણત્રણ તથા ૧૯૩૪ અને ૩૬માં ચારચાર રાસ રચાયલા હોઈ કુલ રાસકાવ્યો ચોવીસ.

૧૯૨૧માં પહેલું કાવ્યસર્જન અને ૧૯૪૦માં કાવ્યપુસ્તકનું પહેલું પ્રકાશન; વચ્ચે ઓગણીસ વર્ષ જેટલું અન્તર! વિમાન, વીજળી ને અણુદીર્ઘ આન્દોલનોદ્વારા દૂરસદૂરથી ઉતરી આવતી નભોવાણીવાળા આજના અતિ વેગીલા યુગે ઓગણીસ વર્ષનો ગાળો કોઈને અજબ–

ગજબ પણ લાગે: પરન્તુ કાવ્યમૂર્તિના સાચ્ચા જે શિલ્પી છે એમને નહિ આશ્ચર્ય થાય કે ૫૯ કાવ્યોના સર્જનને અંગે ૧૯ વર્ષના અન્તરમાં નહિ મન્દતા દેખાય—અલ્કે, આવા સંયમી ધૈર્ય વાસ્તે એનાં સર્જકની પ્રશંસા જ વાસ્તવિક લેખાશે. કેમકે કાવ્યસર્જન-કાવ્યના વિશુદ્ધ અર્થમાં એનું સર્જન-એ કાંઈ છાપાળવું લખાણ નથી, તેમજ સામયિકોની પેઠે નિશ્ચિત સમયે અને બન્ધાયલી પૃષ્ઠમર્યાદા પ્રમાણેનું લખાણ લખી નાખવાના સામાન્ય નિયમથી, કાવ્યસર્જન નિર્બન્ધ અથવા અબાધિત છે. કાવ્ય ક્યારે રચાશે એની તો એના સર્જકને પણ ખબર નથી હોતી. તે તરંગ થાય તે જ ક્ષણે રચાતું જોઈએ, એમ 'જોઈએ'થી વાત કરનારને, કવિતાની આરાધ્યદેવી પોતાનો કૃપાપ્રસાદ લૂંટાવી આપે એટલી બધી ઉદાર પણ નથી જ હોતી. અને આ હકીકતના સમર્થનમાં, આપણું સાહિત્ય, ઘણાં દૃષ્ટાંતો પૂરાં પાડશે. સ્વ. સર રમણભાઈએ 'રાઈનો પર્વત'નું નાટ્ય-નૈવેદ્ય ગુર્જરીને ચરણે એકવીસેક વર્ષ જેટલા લાંબે ગાળે ધર્યું હતું: કવિશ્રી ન્હાનાલાલે પહેલવહેલા પ્રસિદ્ધ કરેલા 'નાના નાના રાસ,' નાની નાની બેચાર નવરાત્રિનો પરિપાક ન્હોતો, પણ એના પર વર્ષોની વર્ષા વર્ષી હતી: એવો જ ગાળો ગુજર્યો હતો 'ઇન્દુકુમાર'ના ત્રણ અંકો વચ્ચે: છેક તાજેતરમાં કવિશ્રીએ તૈયાર કરેલ 'કુરુક્ષેત્ર' તથા 'દલપતરામ'ના સર્જને દાયકાઓ ઉપરના દિવસો ખર્ચાવ્યાનું સ્મરણ છે। સ્વ. રણજિતરામ સંગ્રહિત 'લોકગીતો'ની પ્રસ્તાવના અઢાર-અઢાર મહિના સુધી સમર્થ એક સાક્ષરકવિ ન્હોતા લખી શક્યા, તે એમની અશક્તિનું કે પ્રમાદનું પરિણામ હરગિજ ન્હોતું: એના આલેખન વાસ્તે અનુકૂળ ભૂમિકા, વાતાવરણ, ઉલ્લસિત ઊર્મિ, ચિત્તસ્વાસ્થ્ય, એ સઘળાં સમૃદ્ધતત્ત્વોના 'બેકગ્રાઉન્ડ મ્યુઝિક'નું ગુંજન ઉર-તમ્બુરે ગુંજવા માંડે નહિ, ત્યાં સુધી રેખા આલેખાય જ નહિ એ કેવળ કુદરતી છે. તેથી જ 'કવિતા કરે, તે કવિ,' એ વ્યાખ્યા વિપથગામી ઠરી છે.

બીજી રીતે જોતાં 'વ્યક્તિમાત્ર કવિ છે.' તફાવત એટલો, કે પ્રત્યક્ષપરોક્ષ અનુભવનું આલેખન યથાર્થસ્વરૂપે ને સુરેખ રીતે

પ્રતિબિમ્બિત કરવું સૌને વાસ્તે સહજસાધ્ય નથી હોતું. એમ કહેવાય છે, કે પ્રાતઃકાળે સૂર્યપ્રભા વેરાય છે તો સૌના પર; પરન્તુ એને પ્રથમ ઝીલે છે કમલવૃન્દ: આમાં સૂર્યનારાયણનો જેમ કમલવૃન્દ પ્રત્યે પક્ષપાત નથી, તેમ પ્રતિભાવન્ત વ્યક્તિઓ જ કાવ્યાલેખન કરી શકતી હોય તેમાં કવિતાદેવીનો પણ પક્ષપાત નથી. બલ્કે કાવ્યદેવી કેટલીકવાર રમૂજ કે ટીખળ જરૂર કરે છે: કાવ્યમૂર્તિનું ચિત્રાંકન થતું હોય, તેવામાં કલ્પનાપંખેરૂ અણચિન્તવ્યું ઊડી જાય કે મંડિત ભાવ જીવનના અગોચર જળમાં ખૂડી જાય અને અધૂરૂં કાવ્યસર્જન ત્યાં સુધી અંતરિયાળ રહેવા પામે, જ્યાં સુધી મૂળનાં સમૂહતત્ત્વોયુક્ત ભૂમિકા ખડી ન થઈ હોય. જ્યાં વસ્તુસ્થિતિ આવી હોય, ત્યાં કાવ્યસર્જનનો સમય કે કાવ્યસંખ્યા ગણવા બેસવું, એ તો વાણિજ્યવૃત્તિથી પાર્થિવ કમાણીની ગણતરી કરવા જેવું ગણાય.

એટલે, આપણો પ્રશ્ન તો એક જ હોય, કે શ્રીમતી જયમનબ્હેને પ્રતિભાના ફલક પર કાવ્યચિત્ર ચિતરવા વાસ્તે કલ્પનાપિંછી ક્યારથી હાથ ધરી હશે? અને એ પ્રશ્નનો ઉત્તર આ તેજ-છાયામાંથી જ મળી જાય છે: એકના અપવાદ સિવાય દરેક કાવ્યને છેડે રચ્યાસાલ છપાયલી છે. તે ઉપરથી કાવ્યસર્જનનું મંગલાચરણ ૧૯૨૧ની સાલથી મંડાયલું જણાય છે. એ વર્ષમાં રચાયલા 'સ્મરણબોધ' (પૃ. ૧૧) નામના કાવ્યની આ પંક્તિઓ પ્રસ્તુત સમાલોચનનું જાણે સમર્થન કરતી હોય એવી છે:—

"ધીરે ધીરે હૃદયપટમાં સ્વપ્ન તાજાં થયાં કે;
"ધીરે ધીરે મુજ જીવનના, અંક સૌ ઊપડ્યા કે:"

ત્યારપછીના પાંચ વર્ષનો ગાળો વીતે છે અને ૧૯૨૬માં રચાયલા 'દુર્લભ દર્શન' નામના કાવ્યમાં વંચાય છે:—

"ઘેરાયલા ઘનઘુમટમાં કે વિરલ દર્શન મેં કીધું,
"યોગી સમું દુર્લભ નયનરસવારિ આજે મેં પીધુ…"

(પૃ. ૧૯)

આમ 'વિરલ દર્શન' થાય છે અને શ્રીમતી જયમનબ્હેન તે પછીના ચોથે વર્ષે, એટલે ૧૯૩૦ની સાલમાં અનુભવે છેઃ—

"હે વિદ્યુત્સમ જ્યોતિ કો ઝળકતી હા! એકલી એકલી."

('એકલી': પૃ. ૪)

ધીરે ધીરે હૃદયપટમાં જૂનાં સ્વપ્ન સતેજ થયા પછી, જીવનના અંક ઉત્તરયા પછી, દુર્લભ દર્શન પામ્યા પછી તથા વિદ્યુત્ સમ કો જ્યોતિના પ્રાકટ્યનો સાક્ષાત્કાર થયા પછી, 'તેજછાયા'ના આ કાવ્ય-માનસસરમાં, તેજની છાયા વડે વિકસિત થએલાં છન્દગીતરાસ કમલો પૈકી જેમાંથી નર્યું નૈસર્ગિક સૌન્દર્ય નીતરે છે, ભાવોની કુમાશ ને ભાવનાની સુવાસ પ્રસરે છે, કેટલીક પંક્તિઓમાં સનાતન સત્યનાં મૌક્તિકબિન્દુડાં ચળકે છે અને જે પ્રથમ દૃષ્ટિએ જ આપણને ચુમ્બકવત્ આકર્ષી લે છે, એવી પ્રશસ્ત પદાવલિ, જે સ્નેહજીવન, અને તે પછીનાં સ્પંદન ને સંવેદન વગેરેના નીચોડ સમી લાગે છે, તે નમૂના દાખલ અહીં ઉતારીએઃ—

આકાશે ખેલતી 'ઉષા'નો એક જ પંક્તિમાં ગૂંથાયલો પરિચય વાંચો—

"સ્નેહે સાડી સુરંગ અંગ ધરતી, શોભે નભોનન્દિની."

(પૃ. ૧૦)

છાના નિઃશ્વાસની પાછળ છૂપાયલો પતિ પ્રત્યેનો અનન્ય ભક્તિભાવ વાંચો—

"ભર્તા વિણ સવાટવિ મહીં ખરે, કો ભામિનીનું નહીં."

('અશોકવનમાં': પૃ. ૫)

હવે સ્નેહજીવન, એનાં સ્પંદન ને સંવેદન સાંભળોઃ—

"પ્રભુએ પ્રાણને પૂરી, નેન ને નેહ જે કીધાં;
"પીડાતાં પ્રેમી હૈયાંને, મૌખે કેમ પછી દીધાં!"
('કટાક્ષ' પૃ. ૭)

"સંકલ્પો કૈં કર્યા તોયે, હૈયું છોડે નહિ તને."
('ભૂલ્યો' પૃ. ૩૦)

"ન જાણું જે શાને, પ્રિયતમ! મને તું બહુ ગમે!"
('શાને?' પૃ. ૮)

"માનવી વિશ્વના એવા, નમે તેને સહુ દમે."
('અજાણી' પૃ. ૯)

"તેજસ્વી પુરુષોર્થી શાન્ત અબળા, શું ઝંખવાતી હશે!"
('ઉષા' પૃ. ૧૦)

"પારકાં પોતીકાં જો કરવા હો સ્હાતાં,
"પોતીકાં શું મૂકવાં વીસાતાં?"
('બ્હેન,' પૃ. ૭૭)

આશાના તંતુએ ને સ્વપ્નના મિનારાએ તોળાતા જીવનના ધ્વનિ વીણીએઃ—

"આશા છે અન્તરે ઝાઝી, સુખ કલ્પ્યું અનન્ત છે;
"સ્નેહીને સ્નેહની આશા, કલ્પના એજ સ્વર્ગ છે."
('શું ન થાયે?' પૃ. ૨૦)

"કલ્પનાનાં મીઠાં સ્વપ્નો, કલ્પનામાં શમી ગયાં;
... ... ... ... ... ...
"આશાઓ ઉદ્‌ભવી બાલ્યે, બાલ્યમાં જ શમી ગઈ;
"ભાવિ ક્યાં? ભૂત ક્યાં? ભાળું વ્યર્થ આ જિંદગી મહીં."
('દર્દ,' પૃ. ૨૩)

"અધુરી આશાઓ, કદિક વસી કંઠે કનડશે."
('મળીશું ત્યાં ભેગાં,' પૃ. ૪૩)

"મારી આશાનાં અણખૂલ્યાં દ્વાર, નિરાશા તાકી રહી;
"પૂર્યાં હૈયે આ ઊંડા ઉચાટ, હવે શી બાકી રહી!"
('આશાજીવન,' પૃ. ૬૨)

ગૃહસંસારના ઇન્દ્રધનુરંગ પર દૃષ્ટિપાત કરીએ :—

"વનવાસથી વસમાં છે રાજ્ય,
"રામરાજ્ય કે હોય સ્વરાજ્ય,
"એથી વિકટ વધુ ગૃહરાજ્ય:"
('લગ્નગીત' પૃ. ૫૧)

"કે કોઈનાં ઝાંઝર કાનમાં બોલતાં રે,
"કે કરતાં સુખ ને દુઃખની વાત..."
('ઝાંઝર,' પૃ. ૬૩)

"વાદળ લીપ્યાં શાં આભલાં રે,
"સીંજવે જગત જળધાર સાહેલી,
"જીવનઝાળ ન હોલવે રે."
('આભલાં,' પૃ. ૭૨)

"જગને વિશાળ ચોક રમવાને સંચરી,
... ... ... ...
"અમીના ભરેલ કુંભ પીવાને સંચરી,
... ... ... ...
"તારલાનાં ટોળાંને વીણવાને સંચરી,"
પરન્તુ— "ઝબક ઝાલું, ક્યાં ઉડી જાય!"
('ભોંઠા પડયો,' પૃ. ૬૪)

અને છેવટે નિર્વાણયાત્રાની પ્રબળ પંક્તિમાંથી પ્રેરણા પીએ :—

"જ્યોતિ હોય અનન્ત અન્તર વિષે, અલ્પાયુ હો ત્હોય શું?"
('તોય શું?,' પૃ. ૩૫)

કાળની કરાળ આંધિમાંયે નૂર ઝંખવાય નહિ, હીર હણાય નહિ અને રજતકિનારી રૂપે સદૈવ ઝળહળતાં રહે, એવાં અખંડઉજ્જ્વળ સાચ્ચાં મૌક્તિકની તેજરેખાવલિ છે—આ સઘળી :

આ તો 'તેજછાયા'ની તર-તારવણી થઈ. કાવ્યોના મીઠા મહેરામણમાં નિમજ્જન કરતાં અભિનવ માનસમોતી મળે તેમ છે,

જેની રચનામાં વાસ્તવદર્શન છે. કૃત્રિમતા નથી પણ નૈસર્ગિકતા નીતરે છે. પંક્તિઓમાં, વસ્તુભાવ કે ઊર્મિલતાનું સચોટ ભાન થાય એવી પારદર્શકતા છે. મનુ-માનસનું તલસ્પર્શી અવલોકન અને અવલોકનનું હૂબહૂ કવન; હૈયાની છબી છાપનાર જાણે એક્સ્ રેઝ ન હોય તેવી રીતે, હૃદયલાગણીને તથા ખટ્મધુર અનુભવોને શબ્દમૂર્તિરૂપે ખડાં કરવાની શક્તિની પ્રતીતિ તો કાવ્યોના વાચનમનન વડે જ થઈ શકે. એમ કહી શકાય કે શરદેન્દુના ઉદયે સમુદ્રમાં સ્વાભાવિક ઉછળતી ભરતી પેઠે, આ ' તેજછાયા 'માંનાં કાવ્યો રસહેલીઓ લેતાં હૃદયસરેથી છલકાયાં છે. વિસ્તારભયે માત્ર વિહંગાવલોકન કરીએ :

સહજીવનના સહચારે અમી સરખી શાન્તિના તેમજ અગ્નિ સરખી ક્રાન્તિના ઝંઝાનિલ વહી ગયા, જીવનની તરેહવાર લ્હાણુ સાથે જ માણી અને અન્તે એવી કો રસજોગણને વિજોગણ બનવા વારો આવે છે, ત્યારેય તેના હૈયાના ધડકાર તો એમ જ બોલે છે કે જે ઉરમાં જ છે, તે દૂર નથી અને દૂર નથી, તેથી તેના સહજીવનની કદી વિસ્મૃતિ જ નથી, તો તેની વળી સ્મૃતિ શી ? વિજોગણ કહે છે :—

'પ્હેર્યું જે આનન્દે, અમીધરકરે શ્યામ દરશું,
'પુરાયું હૈયે તે, નવ જરીય ફીકું કદી થયું;'

અને એ પ્રમાણે—

'નથી જે ભૂલાતું, સ્મરણ નવ તેનું કદી થતું.'
('સંભારું,' પૃ. ૩)

વિહંગવૃન્દથી વિખૂટી પડેલી અટૂલી પંખણી હૃદયને વલોવી નાખતા બોલ બોલે છે : આકાશમાં ચન્દ્ર એકાકી; ધરતી પર વહેતી સરિતા એકલસતી; અહોનિરન્તર પ્રદક્ષિણા કરતી પૃથ્વી પણ એકલવાઈ અને વ્યોમમાં ઝબૂકતી વીજ પણ જેમ એકલી છે, તેમ જનેતાને ઉદર જન્મી ત્યારે અને હવે અમરપન્થની યાત્રી થવાશે ત્યારે પણ જો એકલ સફર ખેડવાની છે,—

'તો આ અન્તરમાં ધરું અવરની હું આશ શેં એકલી ?'

સ્નેહજીવનનાં આ સ્પંદન ને સંવેદનભર્યા નિઃશ્વાસમાં કેવી નૈસર્ગિક ઉક્તિમય પંક્તિ સર્જાઈ છે!

('એકલી ; પૃ ૪)

કોઈ કલાકાર શિલ્પકાર કે ચિત્રકાર, કોઈ વિજ્ઞાનવિદ લોકનેતા કે સમાજસેવક, પોતપોતાનાં પ્રયોગપ્રવૃત્તિમાં અખંડ ઓતપ્રોત થતાં, એને સાચી કલાશક્તિરૂપ કે જીવનપ્રતિકૃતિરૂપ પોતાની સુખમય સેવિકાનું-જીવનસખીના સાહચર્યકર્તવ્યનું ભાન નથી રહેતું. એવા વિષમ સંયોગોમાં કેટકેટલાં પત્નીહૃદયોનાં જીવનવન અકાળે ઉજ્જડ બની જાય છે, એનું કરુણસુન્દર આલેખન 'વનમાળીને' (પૃ. ૬) કાવ્યમાં જોવા મળે છે. ધીકતી અંગારભઠ્ઠીમાં મૂકાયલા કોડિયાના સંપુટની અન્દર, કુન્દન ગળાઈ-તવાઈને કેવું પ્રવાહી બની ગયું હોય છે, તે કેવળ બાહ્યાવલોકનથી જવલ્લે જોઈ શકાય છે. 'વનમાળી'ના સુમધુર સહવાસ વાસ્તે અનિમિષ મીટ માંડી રહેલી અને છતાં પ્રતિપળે ભગ્નાશ થયા કરતી કોઈ કલિકાના આક્રન્દભાવ અજબ ઉતર્યા છે:—

'કંઈ હાર કંઈ ગજરા ગુલોના ઝડપથી ભેગા કરે,
'લઈ છાબ ચાલ્યો એક શ્વાસે જાય તું નિજમન્દિરે,'

પરન્તુ—

'રે! એક પણ કળી પ્રણયમન્દિર કાજ શું ના સાંભરે:
'વનમાળી! વન સંભાળતાં મુજ જીવન શીદ ઉજ્જડ કરે?'

આ કાવ્ય સાથે 'શું ન થાયે?' (પૃ. ૨૦) કાવ્ય સરખાવવા જેવું છે. ૩૨૦૭૭

'ઉપાલંભ' (પૃ. ૧૨) કાવ્ય 'બુદ્ધને ઉદ્દેશીને' હોવાનો ઉલ્લેખ છે; ભલેઃ સિદ્ધાર્થકુમારને સંસાર પર વૈરાગ્ય ઉત્પન્ન થાય છે અને બુદ્ધ બની બોધિસત્ત્વ પામવા પોતે રાજમહેલ ત્યજીને પ્રભુપથગામી બને છે-માત્ર રાજમહેલ નહિ, 'પોતાની પડખે સ્વામીની શીળી છાયા છે,'

એવી અવિચળ શ્રદ્ધાથી નેત્રપોપચાં મીંચીને યશોધરા સૂતી છે તે પ્રાણપ્રિય પત્ની સુદ્ધાંનો ત્યાગ કરી જાય છે; પછી યશોધરા જાગ્રત થતાં જ્યારે સ્વામીને જોતી નથી અને વિષમ વિયોગસ્થિતિનું એને ભાન થાય છે, ત્યારે યશોધરાનું અન્તર જે કરુણ આક્રન્દથી દ્રવતું હોય છે, તે કથા જાણીતી છે. એ કથાભાવ ઉપરથી પ્રસ્તુત કાવ્ય રચાયું છે. પોતાને, પોતાના પરમપવિત્ર પ્રેમને, અનન્ય પતિભક્તિ-ભાવને ત્યજીને વૈરાગ્યનો અંચળો ઓઢી ચાલ્યા ગએલા સિદ્ધાર્થકુમાર પ્રત્યે આ કાવ્યમાં જે ઉપાલમ્ભ ઠલવાયો છે, તે ઠીક છે; તથાપિ દાંપત્યજીવનના મધ્યાહ્નકાળે લેવાતી જૈનયતિદીક્ષાના અનુરાગી 'ત્યાગી' પુરુષોને તે સીધો જ લાગુ પડે છે. કેમકે સિદ્ધાર્થકુમારે તો સ્વયં બુદ્ધ બન્યા પછી–એટલે વ્યષ્ટિપ્રેમમાંથી સમષ્ટિપ્રેમસાગરના નાવિક બન્યા પછી— 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવનાથી સારા વિશ્વને (અર્થાત્ નિજ કુટુમ્બને પણ) બોધિસત્ત્વનો ત્રિમંત્ર પાયો હતો, એટલે એનો સંસારત્યાગ ઉપાલંભને યોગ્ય નથી જ નીવડતો; જ્યારે વર્તમાન યુગે સારી પેઠે ને વાજબી રીતે ચર્ચાતી અકાલીન જૈનદીક્ષાને અંગે એકલવાઈ પડી જતી નવપરિણીત બાલાઓના ચિત્રાલેખનની દૃષ્ટિએ જોઈએ તો આ કાવ્ય બેશક તલસ્પર્શી લાગે છે

'કળી' (પૃ. ૧૪) કાવ્યમાં રમણીય મૂંઝવણના દિલભર ધ્વનિ સરતા જોશો. માવતરની ગુલાબી હૂંફમાં ઉછરેલી ગૌરી કિશોરી બને છે; 'ધીરે ધીરે કળી મટી કલાનાથની કો કલાએ.' અજ્ઞાત રીતે ખીલીને, 'કળી' પુષ્પ સ્વરૂપે પ્રફુલ્લે છે; એની આસપાસ ભવ-રસભોગી ભ્રમરનો ગુંજારવ થવા માંડે છે—આ બધી અવસ્થામાં પ્રકૃતિસહજ લજ્જાળુતા, સંકોચની મીઠી મૂંઝવણ એને પજવતી જ હોય છે અને જ્યારે 'જીવનરસભર્યો' કો 'ફૂલપ્યેલો,' એને લાધે છે, ઉભય દ્વૈત પીગીને એકાત્મભાવે દાંપત્યના અદ્વૈત સ્વરૂપે સોહાય છે ત્યારે ય પણ 'કળી'ને નથી સમજાતું કે—

'લ્હોયે હા! ઘેન આ ક્યાં? નયન ભીંજવતાં અશ્રુનાં બિન્દુડાં શાં!'

લગ્નસૌભાગ્યની પ્રાપ્તિ પછી, મહિયર–સહિયરનાં વળામણાં વેળાએ બાલાનાં ઉલ્લસિત છતાં કંપિત લોચનમાંથી જે બિન્દુ સ્વાભાવિક રીતે ટપકે છે, તેની પાછળના અકથ્ય છતાં રમ્ય ભાવોનું સ–રસ આલેખન પ્રસ્તુત કાવ્યમાં થયું છે.

અણમેળ લગ્નોથી ખદબદતા હિન્દુસંસારના વરઝોળા, ગુણ સ્વભાવ માનસ ચારિત્ર્ય ને સંસ્કારાદિનાં કજોડાંને જોગે નીપજતાં અનિષ્ટ પરિણામથી કે અણદીઠ ધીકતી દૈયાહોળીઓ કે ભજવાતા ભવાડાથી ભાગ્યે કોઈ અનભિજ્ઞ હશે. કાક્રસ્પિ વેરે કોકિલાને વરવું પડે કે સુગન્ધહીન બારમાસી સાથે બટમોગરાનાં પાનાં પડે. એવાં લગ્નયુગલો રસભરી દાંપત્યલીલા માણવાને બદલે એમની ખીલતી કલા વણમ્હોરી જ વીલાવા માંડે છે એ વસ્તુનું મનોરમ્ય ચિત્ર 'કામ મારે યે નથી' (પૃ. ૩૪) માં પ્રતિબિમ્બિત થાય છે. સગવડિયા ધર્મે કે રૂઢિ નામની 'જોગમાયા'એ બનાવેલ 'સધવા,' છતા હૈવાતને જે 'વિધવા' જેવું સ્મશાનસનું જીવન જીવતી હોય તો એ શુષ્ક જીવન એને કેવું અકારું લાગે? કાવ્યની અંતિમ કડી ઉતારીએ:

'મેં ધાર્યું જીવનકેન્દ્ર ને સુખકેન્દ્ર છૂપ્યું લગનમાં,
'સગવડ અને રૂઢિ વિના દેખે ન એ કંઈ લગનમાં;
'થઈ આશભગ્ન હવે જરા પણ જીવના મ્હાતી નથી,
'એને નથી મુજ કામના, તો કામ મારે યે નથી.'

સગી આંખે આવાં જીવન્ત ચિત્રો નિરખ્યા પછી કોઈ સંલગ્ન–સુભગા, આવતી કાલથી શરૂ થનાર દાંપત્યજીવન વિષે શંકિત બને અને ભડકામણી તરંગભૂતાવળથી એ ભોળું હૃદય કેવું અસ્વસ્થ બની જાય, તે દૃશ્ય 'લગ્નની આગલી રાત્રિએ' (પૃ. ૩૬) કાવ્ય આબાદ ખડું કરે છે. પરન્તુ એ નાનકડા કાવ્યની ખરી શોભા તો છે એની અંતિમ બે પંક્તિઓમાં: વિશુદ્ધ આર્યસુન્દરીને શોભતા ઉદ્દગારને–અનેક કુશંકાઓમાં યે–તે ભૂલતી નથી, ને કહે છે:—

'જીવી હું દુઃખી કરૂં પ્રીતમ? ના બને તે:'
ત્યારે- 'જીવી કુમારી રહું?' અંતર ના કહે તે.'

પ્રશ્નમાં કેવી મૂઝી – અટપટી મૂંઝવણયુક્ત મનોવેદના ભરી છે!

નીલ રંગે રંગાયલું, મનોવેદનાનું બીજું ચિત્ર, તે 'ભીખારણ'– (પૃ. ૪૧). એમાં શ્રી. મુન્શીએ તેમની એક નવલકથાદ્વારા ચલણી સિક્કા જેવો બનાવેલો પ્રશ્ન– 'કોનો વાંક?' ખડો થાય છે, અને દૈયાભુક્ત હિન્દુસમાજમાં હડધૂત થતી 'ગંગાસ્વરૂપ'ની સ્થિતિ, ધરા પર ઢળતી સ્વર્ગંગા સરખી શી રીતે બને છે તે કથન, કશી જ અતિશયોક્તિ સિવાય આ કાવ્ય કહે છે. બાલા જન્મની ભીખારણ ન્હોતી. તે ધનિક પિતાની સ્વરૂપવતી કન્યા હતી. ભણેલી હતી. પરણીને સાસરે સિધાવી– અને એ કન્યાલક્ષ્મી પિતૃગૃહેથી પળવા માંડતાં, જુગાર નામનો કાળદૈત્ય પિતાને લક્ષ્મીહીન–નિર્ધનિયો બનાવે છે. પિતા ને માતા કાળનો કોળિયો બને છે. માબાપવિહોણી પુત્રીના ભાગ્યલેખે પતિસુખ ભોગવવાનું પણ સર્જાયું નથી. તે વિધવા બને છે – બાલા વિમાસે છે:

'...ક્યાં ગોતું જીવન મુજ હા! જીવનવને?'

સ્વજનવિહોણા સંસારના રણવગડે રઝળતી બાલાનું પતિરૂપ જીવનધન લૂંટાયું હતું અને માતપિતાની શીળી છાંય પણ તેણે ગૂમાવી હતીઃ ત્યારે રહ્યુંસહ્યું ચીમળાતું શિયળ લૂંટવાના રાક્ષસવેડા 'વકીલ'ને સૂઝે છે અને ઘવાયલી મૃગલી પેઠે, ઉપર આભ ને નીચે ધરતી સિવાય ઠરવાનો જેને ઠામ નથી એવી એ અસહાય બાલા, નદીમાતાના પેટાળમાં સમાઈ જવા મથે છે, ત્યાં એને કોઈ બચાવી લે છે–પરન્તુ 'હોલામાંથી ચૂલા'માં પડવા જેવું બને છેઃ બચાવનાર કોઈ પરમાર્થી ન્હોતો, તે વેશ્યા હતી! વેશ્યાવાડે, બળાત્કારે, એનું યૌવન ચૂસાઈ જાય છે અને ચૂસાઈને ફેંકી દેવાતા ગોટલા જેવી બની ગએલી આપણી આ હિન્દુ કુળલક્ષ્મી બળબળતા બોલ બોલે છે:

'લૂંટાઈ પૂરી હું, પણ નવ લૂંટાયું ઉદર આ,'

અને એનો અંતિમ નતીજો એ કે એક સમયની સંસારમન્દિરની સોહાગવતી પૂજારણ, તે આજની હતભાગી ભીખારણ: લોકસૂત્ર એવું છે કે 'પેટ પાપ કરાવે છે;' પરન્તુ આ કથાનકમાં પેટે પાપ નથી કરાવ્યું: પાપથી બચવા તો તેણે પેટની પરવા પણ ત્યજી હતી—પાપના પહેલા ચીલે આંગળી ચિંધનાર એનો વડીલ હતો એ રખે ભૂલાય! આ કરુણ કથા કઠિનતર કાળજાને પણ દ્રવીભૂત કરે એવી છે.

દસ મૌક્તિકના દર્શનિયા જેવી 'છૂટી પાંખડી' (પૃ. ૪૪)માં સ્મરણોની, સુનેરી સ્વપ્નોની, ઘેરીનમેરી આશાની, લોલવિલોલ લજ્જાળુતાની આહ્લાદક સુવાસ મઘમઘે છે અને ત્યાંથી છન્દકાવ્યો સંકેલાય છે.

ત્યારપછી ૭ ગીતકાવ્યો છે. પહેલું ગીત—'પ્રિયતમને' (પૃ ૪૭) માત્ર મનોહર નથી; વિશાળ વિશ્વમાં એકલા પોતાના 'પ્રિયતમ' પ્રત્યેના અનન્ય યકીનભાવના પ્રતીક સમોવડું છે. અલ્બત, તે હિન્દીનું ભાષાન્તર છે; તથાપિ આવું નિર્મળ સનાતન સત્યફળ સરખું નૈવેદ્ય ગૂર્જરીને ચરણે ધરવા માટે બેશક અભિનન્દન ઘટે. બે લગ્નગીત છે (પૃ. ૫૨-૫૩). બન્ને એટલાં ભાવવાહી છે, કે ફટાણુંને રીટાવી દઈ, સંસ્કૃતિયુક્ત સામાજિક સાહિત્યે માનભર્યું સ્થાન ભોગવે. 'વછેરી' (પૃ. ૫૫) ગીત ઉત્તમોત્તમ ઊર્મીગીતની હરોળમાં મૂકી શકાય. ગૌરૂપ ગૌરી, 'દોરે ત્યાં દોરવાય' છે અને એના કેવા કંગાલ હાલ થાય છે, તેનું યથોચિત વર્ણન પુરુષબુદ્ધિ કરતાં સ્ત્રીહૃદય કેવી તલસ્પર્શી બાનીમાં રજુ કરી શકે, એનો જે ઉચ્ચતર નમૂનો, તે 'વછેરી' ગીત.

—અને ત્યાર પછીનાં રાસકાવ્યો લગભગ રસગીતોરૂપ છે. વાદળી, વિમાન, સુન્દરી, આશાજીવન, ઝાંઝર, મોડો પડ્યો, મોતી, સૂરજદેવ, અણુજાણ, ગરબે રમવાને આવો, ભાણેજડાં, આભલાં, મારો ગરબો, મૂલ્યાંકન, બેન, કોયલરાણી, પૂનેમ, વીજળી—હરકોઇ રાસ, માત્ર વાંચો નહિ પણ વાગોળો; એમાં દાંપત્યકથા, ગૃહલીલા, સંસારસમસ્યાઓ,

'જીવી હું દુઃખી કરૂં પ્રીતમ? ના બને તે :'
ત્યારે- 'જીવી કુમારી રહું? અંતર ના કહે તે.'

પ્રશ્નમાં કેવી મૂંગી – અટપટી મૂંઝવણયુક્ત મનોવેદના ભરી છે!

નીલ રંગે રંગાયલું, મનોવેદનાનું બીજું ચિત્ર, તે 'ભીખારણ'– (પૃ. ૪૧). એમાં શ્રી. મુન્શીએ તેમની એક નવલકથાદ્વારા ચલણી સિક્કા જેવો બનાવેલો પ્રશ્ન–'કોનો વાંક?' ખડો થાય છે, અને દૈયાણફૂટા હિન્દુસમાજમાં હડધૂત થતી 'ગંગાસ્વરૂપ'ની સ્થિતિ, ધરા પર ઢળતી સ્વર્ગંગા સરખી શી રીતે બને છે તે કથન, કશી જ અતિશયોક્તિ સિવાય આ કાવ્ય કહે છે. બાલા જન્મની ભીખારણ ન્હોતી. તે ધનિક પિતાની સ્વરૂપવતી કન્યા હતી. ભણેલી હતી. પરણીને સાસરે સિધાવી–અને એ કન્યાલક્ષ્મી પિતૃગૃહેથી પળવા માંડતાં, જુગાર નામનો કાળદૈત્ય પિતાને લક્ષ્મીહીન–નિર્ધનિયો બનાવે છે. પિતા ને માતા કાળનો કોળિયો બને છે. માબાપવિહોણી પુત્રીના ભાગ્યલેખે પતિસુખ ભોગવવાનું પણ સરજાયું નથી. તે વિધવા બને છે – બાલા વિમાસે છે:

'...ક્યાં ગોઠું જીવન મુજ હા! જીવનવને?'

સ્વજનવિહોણા સંસારના રણવગડે રઝળતી બાલાનું પતિરૂપ જીવનધન લૂંટાયું હતું અને માતપિતાની શીળી છાંય પણ તેણે ગૂમાવી હતીઃ ત્યારે રહ્યુંસહ્યું ચીમળાતું શિયળ લૂંટવાના રાક્ષસવેડા 'વડીલ'ને સૂઝે છે અને ઘવાયલી મૃગલી પેઠે, ઉપર આભ ને નીચે ધરતી સિવાય ઠરવાનો જેને ઠામ નથી એવી એ અસહાય બાલા, નદીમાતાના પેટાળમાં સમાઈ જવા મથે છે, ત્યાં એને કોઈ બચાવી લે છે–પરન્તુ 'હોલામાંથી ચૂલા'માં પડવા જેવું બને છેઃ બચાવનાર જીવ પરમાર્થી ન્હોતો, તે વેશ્યા હતી! વેશ્યાવાડે, બળાત્કારે, એનું યૌવન ચૂસાઈ જાય છે અને ચૂસાઈને ફેંકેટી દેવાતા ગોટલા જેવી બની ગએલી આપણી આ હિન્દુ કુળલક્ષ્મી બળબળતા બોલ બોલે છે:

'લૂંટાઈ પૂરી હું, પણ નવ લૂંટાયું ઉદર આ,'

અને એનો અંતિમ નતીજો એ કે એક સમયની સંસારમન્દિરની સોહાગવતી પૂજારણ, તે આજની હતભાગી ભીખારણ: લોકસૂત્ર એવું છે કે 'પેટ પાપ કરાવે છે;' પરન્તુ આ કથાનકમાં પેટે પાપ નથી કરાવ્યું: પાપથી બચવા તો તેણે પેટની પરવા પણ ત્યજી હતી—પાપના પહેલા ચીલે આંગળી ચિંધનાર એનો વડીલ હતો એ રખે ભૂલાય! આ કરુણ કથા કઠિનતર કાળજાને પણ દ્રવીભૂત કરે એવી છે.

દસ મૌક્તિકના દર્શનિયા જેવી 'છૂટી પાંખડી' (પૃ. ૪૪)માં સ્મરણોની, સૂનેરી સ્વપ્નોની, ઘેરીનમેરી આશાની, લોલવિલોલ લજ્જાળુતાની આહ્લાદક સુવાસ મધમધે છે અને ત્યાંથી છન્દકાવ્યો સંકેલાય છે.

ત્યારપછી ૭ ગીતકાવ્યો છે. પહેલું ગીત—'પ્રિયતમને' (પૃ ૪૯) માત્ર મનોહર નથી; વિશાળ વિશ્વમાં એકલા પોતાના 'પ્રિયતમ' પ્રત્યેના અનન્ય પત્નીભાવના પ્રતીક સમોવડું છે. અલબત, તે હિન્દીનું ભાષાન્તર છે; તથાપિ આવું નિર્મળ સનાતન સત્યફળ સરખું નૈવેદ્ય ગૂર્જરીને ચરણે ધરવા માટે બેશક અભિનન્દન ઘટે. બે લગ્નગીત છે (પૃ. ૫૨-૫૩). બન્ને એટલાં ભાવવાહી છે, કે ફટાણાંને પીટાવી દઈ, સંસ્કૃતિયુક્ત સામાજિક સાહિત્યે માનભર્યું સ્થાન ભોગવે. 'વછેરી' (પૃ. ૫૫) ગીત ઉત્તમોત્તમ ઊર્મિગીતની હરોળમાં મૂકી શકાય. ગૌરૂપ ગૌરી, 'દોરે ત્યાં દોરવાય' છે અને એના કેવા કંગાલ હાલ થાય છે, તેનું યથોચિત વર્ણન પુરુષબુદ્ધિ કરતાં સ્ત્રીહૃદય કેવી તલસ્પર્શી બાનીમાં રજુ કરી શકે, એનો જે ઉચ્ચતર નમૂનો, તે 'વછેરી' ગીત.

—અને ત્યાર પછીનાં રાસકાવ્યો લગભગ રસગીતોરૂપ છે. વાદળી, વિમાન, ચુન્દડી, આશાજીવન, ઝાંઝર, મોઢો પડ્યો, મોતી, સૂરજદેવ, અણજાણ, ગરબે રમવાને આવો, ભાણેજડાં, આભલાં, મારો ગરબો, મૂલ્યાંકન, બેન, કોયલરાણી, પૂનેમ, વીજળી—હરકોઇ રાસ, માત્ર વાંચો નહિ પણ વાગોળો; એમાં દાંપત્યકથા, ગૃહલીલા, સંસારસમસ્યાઓ,

વન-ઉપવનશાં જીવનવહન, વિયોગવિરહ, કુટુમ્બભાવ, મહિયર-સહિયરના શીળા શેરડા, તથા ઉન્હાછાના નિઃશ્વાસની રસછોળ છલકાય છે, વર્તમાન મહિલાજીવનનાં ચિત્રવિચિત્ર ચિત્રો ચિતરાય છે, રાસગીતો દ્વારા સમાજને ચાનક ને ચેતવણી દેતા ધ્વનિ ગૂંજે છે: ગીતસાહિત્યમાં, રાસરૂપે, કુળકુટુમ્બ ને ગૃહસંસારજીવનના ભાવ અતિ. સરળતાથી ઉતારવાનો પ્રથમ અધિકાર સ્ત્રીહૃદયને છે, એ કલાશક્તિ જેટલી એને સહજસાધ્ય હોય તેટલી પુરુષપીંછીને વિરલ હોય-એ સિદ્ધાન્તનો સાક્ષાત્કાર પ્રસ્તુત રાસગીતોથી થાય છે—અને રાસ તો પરણેતરના પલ્લા જેવું, પણ ન ચળે એવું, અણમોલ સ્ત્રીધન છે ને ? ઇચ્છીએ કે રાસસાહિત્યની ઉત્તરોત્તર સુરેખ ને કલાત્મક અભિવૃદ્ધિ કવિઓ દ્વારા નહિ પણ કવયિત્રીઓની કલમે થયા કરે.

ઉડતી નજરે આટલું કાવ્યભાવાલેખન થયા પછી કોઈને કદાચ પ્રશ્ન થાય કે તેજછાયાના સૃજનમાં નવીનતા શી ? ઉત્તર અઘરો નથી. વસ્તુતઃ નવીનતાને નિહાળનાર વસ્તુ જ જો જૂની હોય-સનાતન હોય તો નૂતનતાનો પ્રશ્ન જ અસ્થાને છે; અને આ સનાતન તત્ત્વોની દૃષ્ટિએ જોઈએ તો શેક્સ્પિયરનાં નાટકો કે કાલિદાસનાં નાટ્યવિધાન; કવિસમ્રાટ્ રવીન્દ્રબાબુ કે મહાકવિ ન્હાનાલાલ: એમનાં સઘળાં સર્જન આદ્ય-સનાતન સત્ત્વતત્ત્વના પાયા ઉપર રચાયલી ઇમારતો છે; મતલબ કે નવીન લાગતાં એ સઘળાં સર્જન વસ્તુતઃ જૂનાં છે. સ્નેહના સનાતન સ્મારકરૂપ તાજમહાલ કે કલાના વિજયી સંભારણારૂપ ડભોઈની હીરાભાગોળ, સૌંદર્યથી સદાસોહાગણી કાશ્મીરની કુંજો કે વિરાટ તપસ્વી પેઠે તપતો હિમાલય : આ બધાં જૂનાં આપણાં ઝવેરાત પર અવલોકનકારો, વિવેચકો, કવિઓ, તત્ત્વજ્ઞો જે કાંઇ કથન કરે તે સઘળું જૂની વસ્તુપરત્વે હોવા છતાં નરદમ નવું છે-કેમકે નિરીક્ષણ ને પરીક્ષણ, ઊર્મિ ને આવેગ, પ્રતિભા ને કવિતા તેના સર્જકનાં સ્વયંભૂ છે અને એ જ તેની નવીનતા છે. વર્ષે વર્ષે ઉજવાતી જયંતીઓ, તહેવારપ્રસંગો,

ઋતુપર્વો કે વ્રતઉત્સવો; સઘળું જૂનું છતાં નવીનતાના ભાવે અંકાય છે, પંકાય છે ને પૂજાય છે: દેવસ્નાન વાસ્તે વપરાતું ગંગાજળ ગોકનાં એક જ ગંગાજીનું છતાં નિત્યનવીન નથી શું? દેવપૂજાપો ગાંધીહાટને ત્યાંનો જૂનો છતાં નિત્યનવીન નથી શું? દેવભોગ વાસ્તે ધરાવવામાં આવતી વસ્તુ જૂની છતાં એ નૈવેદ્ય નિત્યનવીન નથી એમ કોણ કહેશે! દિવાનખાનાના પુષ્પપાત્રમાં પ્રાતઃકાળે ગોઠવાતાં પુષ્પો જૂની જ કુસુમ-કુંજમાંથી વીણેલાં હોવા છતાં તેને કોઈ જૂનાં કહી શકતું નથી: શરદ્‌પૂર્ણિમા ગઈ સાલ ઊગી હતી એ જ આ વર્ષે ઊગશે, તેથી તે જૂની નથી મનાતી: શું સંગીત કે શું ગીત, એમાંની વસ્તુ-એના આરોહઅવરોહ જૂનાં છતાં જ્યારે તે ગુંજવા માંડે છે, ત્યારે દિલમાં જે નૂતન ઝણઝણાટી જામે છે ત્યાં જ એની નવીનતા છે. વસ્તુ કે વ્યક્તિ જૂની—અર્થાત્ સનાતન છતાં એનું ઘડતર, ઘડતરની હથોટી, હથોટીમાં ઉતરતું સંચારક બળ ને સિંચાતી શક્તિની દૃષ્ટિએ જોનારને જૂના-નવાનો પ્રશ્ન ભાગ્યે ઉદ્‌ભવશે. જીવન અને જીવનના પ્રશ્નો સૃષ્ટિ જેટલા સર્જનજૂના છે, છતાં એને રજુ કરવાની રીત પોતપોતાની-સ્વતંત્ર ને નિરનિરાળી હોઈ નવી છે, તો આ ગીત પણ એ ધોરણે નિર્વિવાદ નવાં છે.

નૂતન-પુરાતન પ્રશ્નની સ્વલ્પ મીમાંસા પછી, તેજછાયામાં પ્રવેશેલા એક 'નવા' છન્દ વિષે અંગુલિનિર્દેશ કરવો પડે છે—એ નવો છન્દ, તે 'પૃથ્વી': 'ચન્દ્રક'ના શીર્ષક હેઠળ (પૃ. ૩૭) પૃથ્વીછન્દમાં એક કાવ્ય રચાયલું વંચાય છે. અલબત, એનો સેબારા સૉનેટનો છે. તે છન્દોભંગની ક્ષતિથી સુરક્ષિત છે—

રહ્યાં જીવન જીવવાં, જીરવવાં વિષો કારમાં'

જેવાં ચરણો અણીશુદ્ધ નૈસર્ગિક ઉતર્યાં છે અને આ બધું છતાં, કાવ્યના ત્રીજા ચરણમાં, માત્રા ન વધી જાય તે ખાતર, ખરા શબ્દ 'આભૂષણુ'ને બદલે 'અભૂષણુ' શબ્દ યોજવો પડ્યો છે, એવી રીતે

પૃથ્વીછન્દ જ 'અ-ભૂષણુ' જેવો મને તેમજ અન્ય ઘણા કાવ્યસર્જકોને લાગતો રહ્યો છે. એ છન્દ દરિયાપારનાં વિચિમાંથી ખેંચાઈ આવ્યો હોય તેની મુદ્દલ સૂગ નથી; સત્ય ને સ્નેહ જેવાં સનાતન તત્ત્વો જ્હાંય ત્યાંથી અપનાવી શકાય; એમાં આભડછેટ ન જ હોઈ શકે: એટલે એની પ્રત્યેના અણગમાનું કારણ એ નથી; આપણાં આર્યસંગીત સાથે એનો તાલમેળ, આટઆટલાં વર્ષોએ પણ ગળ્યો નથી, જનતામાં એ છન્દ ઝીલાયો નથી ને ઉચરવાયો પણ નથી: પૃથ્વી જેટલો જ ખરબચડો, 'અજ્ઞેય' અને સ્વચ્છન્દને ચીલે ચડાવતો એ પૃથ્વીછન્દ ગૂર્જરીના મન્દિરે આદર નહિ પામે તો તેના યશોજ્જ્વલ ગૌરવને કશી જ હાનિ પહોંચવાની નથી. એટલે ૧૯૩૬ પછી શ્રીમતી જયમનબ્હેને વધુ એક પણ પૃથ્વીછન્દની રચનાનો પ્રયોગ કર્યો નથી—અને ભવિષ્યમાં સદંતર નહિ થાય તો તેથી ક્ષોભ પામવા જેવું મુદ્દલ નથી.

ખાસ ધ્યાન ખેંચતી બીજી બાબત કાવ્યરચનાનાં વર્ષ વિશે છે. શરૂઆત ૧૯૨૧થી થઈ; તે ઠેઠ ૪૦ની ચાલુ સાલ સુધી સર્જનઝરણું સૂકાયું નથી: તાજુબ ત્યાં થવાય છે, કે જે શૈલી, કસોટી, ઘડતર ૧૯૪૦માં જોવાય છે, લગભગ એ જ ૧૯૨૧માં! વર્ષોથી આવી એકધારી ચાલી આવતી ધાટી ને પ્રતિભાશક્તિ માટે આપણને વિશિષ્ટ માન ઉત્પન્ન થાય.

છન્દ કે ગીતરચનાને અંગે લગીર કડુ ટીકા કરવાની લાલચ છોડી શકાતી નથી—જેવું સિદ્ધહસ્ત લેખકોમાં પણ ઘણી વાર બનતું જોવાય છે; લગીર ઓછી કાળજી, લગીર થોડું મનોમન્થન અને એવા લગીર કારણે, જાણેઅજાણ્યે પ્રવેશવા પામતો ફિક્કો, મોળો કે તરછટ તરીઆની પેઠે જુદો ને જુદો તરવરતો શબ્દ કાવ્યને કે એની કડીને બદસુરત કરી નાખે છે અથવા માધુર્યને હણી દે છે. શબ્દસામર્થ્ય અને એનું મહત્ત્વ કવિશ્રી ન્હાનાલાલ જેટલું જવલ્લે અન્ય સર્જકો સમજ્યા હશે: એકવાર કુમસમાં એમની સાથે હતો. ત્યારે વળી આ

વસ્તુનો અનુભવ વિશેષ થએલો. આખું કાવ્ય હૃદયની કિનારીને સ્પર્શે એટલું સબળ ને ચેતનવન્તું સર્જાયું હતું, પરન્તુ છેલ્લા ચરણ વાસ્તે કવિશ્રીને જે એક શબ્દ જોઈતો હતો, તે જડતો ન્હોતોઃ બબ્બે દિવસ સુધી એ ખોવાયલા શબ્દની ભાળમાં જાણે અભાન દશા ભોગવતા હોય એમ મને લાગ્યું. મેં પૂછ્યું: 'ઇચ્છો છો એવો શબ્દ માનો કે નહિ જ મળે તો?' અને ગેબી નાદ જેવો જવાબ મળ્યો: 'તો આખું કાવ્ય રદ થશે!' જ્યાં આવી ભાવના વિલસતી હોય, ત્યાં વસ્તુને યથાર્થ સ્વરૂપે વ્યક્ત કરતો, અથવા ભાવનું તલસ્પર્શી નિરૂપણ કરતો શબ્દભંડોળ અસાધ્ય ન જ હોઈ શકે. મજબૂત વીસ અંકોડાની સાંકળથી ઝૂલતા હિંચોળે, એક જ અંકોડો નબળો હોય, તો બાકીના ઓગણીસ અંકોડા સબળ છતાં નિર્બળ નીવડે છે એ સાદી સમજની પણ, કાવ્યસર્જકોને વિસ્મૃતિ ન થાય, તો તેમનું સર્જન જરૂર વધુ મધુર બનવા પામે, એવો નમ્ર મત છે.

પ્રસંગ મળ્યો ત્યારે સામાન્ય ટીકા કરી છે; તે શ્રીમતી જયમનબ્હેનને જ સર્વાંશે લાગુ પડે છે એમ નથીઃ એમનાં કાવ્યોમાંથી એવું તો થોડું જ વીણામણ થઈ શકે કદાચઃ દૃષ્ટાન્ત દાખલ જોઈએ—

'ઘુઘવાટ અનન્ત મહીં ઘુણતી' ('ત્યારે ને હવે,' પૃ. ૧૭, પંક્તિ ૩)

આમાં 'ઘુણતી' શબ્દ કર્ણપ્રિય નહિ એટલો કર્ણકઠોર લાગે છેઃ એને બદલે 'ઘુઘવાટ અનન્ત વિષે ઘુમતી' હોત તો?

'કળી' કાવ્ય જુઓઃ (પૃ. ૧૪. છેલ્લીની બીજી પંક્તિ)

'ઉભય પીગળીને એકસૂત્રે સમાયાં.'

'પીગળી' ગયા પછી સૂત્રમાં પરોવાવું શી રીતે? એને બદલે—
'ઉભય સમરૂપે એક સૂત્રે સમાયાં' હોત તો?

'ભોઠો પડ્યો' કાવ્ય જુઓ (પૃ. ૬૪. પાંચમી કડીનું પહેલું ચરણ.)

'તારલાનાં ટોળાંને વીણવાને સંચરી'

'ટોળાં'ની સાથે 'વીણવા'ની વીણાનું સંલગ્ન અનુમેળ નથી લાગતું? એને બદલે 'ટીપકી' કે 'ફૂલડાં' શબ્દ સંયોજાયો હોત તો?

'તારલાની ટીપકીને } વીણવાને સંચરી,'
'તારલાનાં ફૂલડાંને }

આ ગીતનો ઢાળ નોંધવામાં પણ કાંઈક સમજફેર થઈ લાગે છે. 'જોયા જગત ઘૂમી એક જોગીરાજને' એ ઢાળ આ ગીતનો લખ્યો છે તે ખરો નથી. એવું જ 'મારો ગરબો' રાસના ઢાળ વિષે છે. એનો ઢાળ મૂળ કરતાં જુદો જ પડે છે. નોંધાયલા ઢાળ પ્રમાણે જોઈએ તો—

'આવ્યો આષાઢ આઢ વાદળાં છવાયાં,
'આંસુડે ચીર આ ભીંજાયાં—સુહાગિરાજ!
'એવાં શાં આળ રાજ! મારા હતાં:'

એ પ્રમાણે ગીત ગોઠવાવું જોઈએ, તે નથી.

સિવાય કોઈ કોઈ સ્થળે જોડણીદોષ ડોકિયાં કરે છે, પરન્તુ એ વિષય બુદ્ધિનો હોઇ, સુન્દર સુવાસિત પુષ્પોની પાંખડીઓ ચૂંટી, વિજ્ઞાનની દૃષ્ટિએ અન્દરનું પુંકેસર ખોલીને પાંડિત્ય પરખાવવા જેવું વર્તન મને રુચિકર નથી: છન્દ ગીત રાસનાં ત્રિવેણી સંગમ સરખાં આ કાવ્યોનો, હૃદયે ભરછક રસાસ્વાદ માણ્યા પછી તો એક જ ઉલ્લેખ બસ થાય, કે ગરવી ગૂર્જરીના સાહિત્યમન્દિરે, પ્રમાણમાં, કવયિત્રી બ્હેનો સ્વલ્પ બલ્કે વિરલ છે; એવા સંજોગોમાં, શ્રીમતી જયમનબ્હેન તરફથી સમર્પિત થતી આ 'તેજછાયા.' એના પોતાના સત્ત્વ ને હીર વડે બૃહદ્ ગૂજરાતમાં ઉચ્ચ મૂલ્યાંકન કરાવનાર નીવડશે એ વિષે મને કશો જ અંદેશો નથી અને તેથી, એમના એક સાહિત્યબન્ધુ તરીકે આ લખનારને ગૌરવ ઉત્પન્ન થાય છે. ઉચ્ચ કુળ, શિક્ષિત–સાક્ષર કુટુમ્બ

અને શુદ્ધ સંસ્કારી જીવન-એવો ત્રિભેટો જેમને લાધ્યો છે એવાં જયમનબ્હેન વાસ્તે છેલ્લા અભિલાષ તો એટલા જ હોય, કે તમે-બ્હેનો જ છો 'વરસતી વાદળીઓ:' પ્રભુપ્રેરી પ્રકૃતિ સ્વરૂપે તમે જે કાંઈ અને જેટલું પાશો, એટલું જ પુરુષોને પાન કરવાનું છે. વાસ્તે સાહિત્યનો નિત્યનૂતન ફાલ સદૈવ તમારા જીવનક્ષેત્રથી ફળતો રહો અને રસપિપાસુ સંસારસહચરીઓને એનો લાભ મળતો રહો.

છેવટ શ્રીમતી જયમનબ્હેનરચિત પંક્તિઓ જ ગાઈએ કે

'હોજો નિત્ય નવીન નેત્રપુટમાં, કૈં કલ્પનાઓ ખડી;
'હોજો આશ સદા યતી ફલવતી, કો કાવ્યલીલાભરી:'

('મંગલ અષ્ટક,' પૃ. ૩૯)

અને આ અભિલાષના ફલિતાર્થ વાસ્તે—

'સુલભ સુગમ હોજો, શારદા સાહકારી.'

('નૂતનવર્ષે,' પૃ. ૨૮)

કેશવ હ. શેઠ

ઋતુપર્વો કે વ્રતઉત્સવો; સઘળું જૂનું છતાં નવીનતાના ભાવે અંકાય છે, પંકાય છે ને પૂજાય છે: દેવસ્નાન વાસ્તે વપરાતું ગંગાજળ એકનાં એક જ ગંગાજીનું છતાં નિત્યનવીન નથી શું? દેવપૂજાપો ગાંધીહાટને ત્યાંનો જૂનો છતાં નિત્યનવીન નથી શું? દેવભોગ વાસ્તે ધરાવવામાં આવતી વસ્તુ જૂની છતાં એ નૈવેદ્ય નિત્યનવીન નથી એમ કોણ કહેશે? દિવાનખાનાના પુષ્પપાત્રમાં પ્રાતઃકાળે ગોઠવાતાં પુષ્પો જૂની જ કુસુમ-કુંજમાંથી વીણેલાં હોવા છતાં તેને કોઈ જૂનાં કહી શકતું નથી: શરદ્પૂર્ણિમા ગઈ સાલ ઊગી હતી એ જ આ વર્ષે ઊગશે, તેથી તે જૂની નથી મનાતી: શું સંગીત કે શું ગીત, એમાંની વસ્તુ-એના આરોહઅવરોહ જૂનાં છતાં જ્યારે તે ગુંજવા માંડે છે, ત્યારે દિલમાં જે નૂતન ઝણઝણાટી જામે છે ત્યાં જ એની નવીનતા છે. વસ્તુ કે વ્યક્તિ જૂની—અર્થાત્ સનાતન છતાં એનું ઘડતર, ઘડતરની હથોટી, હથોટીમાં ઉતરતું સંચારક બળ ને સિંચાતી શક્તિની દૃષ્ટિએ જોનારને જૂના-નવાનો પ્રશ્ન ભાગ્યે ઉદ્‌ભવશે. જીવન અને જીવનના પ્રશ્નો સૃષ્ટિ જેટલા સર્જનજૂના છે, છતાં એને રજુ કરવાની રીત પોતપોતાની-સ્વતંત્ર ને નિરનિરાળી હોઈ નવી છે, તો આ ગીત પણ એ ધોરણે નિર્વિવાદ નવાં છે.

નૂતન-પુરાતન પ્રશ્નની સ્વલ્પ મીમાંસા પછી, તેજછાયામાં પ્રવેશેલા એક 'નવા' છન્દ વિષે અંગુલિનિર્દેશ કરવો પડે છે—એ નવો છન્દ, તે 'પૃથ્વી': 'ચન્દ્રક'ના શીર્ષક હેઠળ (પૃ. ૩૭) પૃથ્વીછન્દમાં એક કાવ્ય રચાયલું વંચાય છે. અલ્બત, એનો લેબાશ સૉનેટનો છે. તે છન્દોભંગની ક્ષતિથી સુરક્ષિત છે—

રહ્યાં જીવન જીવવાં, જીરવવાં વિષો કારમાં'

જેવાં ચરણો અણીશુદ્ધ નૈસર્ગિક ઉતર્યાં છે અને આ બધું છતાં, કાવ્યના ત્રીજા ચરણમાં, માત્રા ન વધી જાય તે ખાતર, ખરા શબ્દ 'આભૂષણુ'ને બદલે 'અભૂષણુ' શબ્દ યોજવો પડ્યો છે, એવી રીતે

પૃથ્વીછન્દ જ 'અનૂભૂષણ' જેવો મને તેમજ અન્ય ઘણા કાવ્યસર્જકોને લાગતો રહ્યો છે. એ છન્દ દરિયાપારનાં વિધિમાંથી ખેંચાઈ આવ્યો હોય તેની મુદ્દલ સૂગ નથી; સત્ય ને સ્નેહ જેવાં સનાતન તત્ત્વો જ્યાંથી ત્યાંથી અપનાવી શકાય; એમાં આભડછેટ ન જ હોઈ શકે: એટલે એની પ્રત્યેના અણગમાનું કારણ એ નથી; આપણાં આર્યસંગીત સાથે એનો તાલમેળ, આટઆટલાં વર્ષોએ પણ મળ્યો નથી, જનતામાં એ છન્દ ઝીલાયો નથી ને ઝીરવાયો પણ નથી: પૃથ્વી જેટલો જ પુરાણયશ, 'અગેય' અને સ્વચ્છન્દને ચીલે ચડાવતો એ પૃથ્વીછન્દ ગૂર્જરીના મન્દિરે આદર નહિ પામે તો તેના યશોજ્જ્વલ ગૌરવને કદી જ હાની પહોંચવાની નથી. એટલે ૧૯૩૬ પછી શ્રીમતી જયગનજ્હુને વધુ એક પણ પૃથ્વીછન્દની રચનાનો પ્રયોગ કર્યો નથી—અને ભવિષ્યમાં સદંતર નહિ થાય તો તેથી ક્ષોભ પામવા જેવું મુદ્દલ નથી.

ખાસ ધ્યાન ખેંચતી બીજી બાબત કાવ્યરચનાનાં વર્ષ વિષે છે. શરૂઆત ૧૯૨૧થી થઈ; તે ઠેઠ ૪૦ની ચાલુ સાલ સુધી સર્જનઝરણું સુકાયું નથી: તાજુબ ત્યાં થવાય છે, કે જે શૈલી, હથોટી, ઘડતર ૧૯૪૦માં જોવાય છે, લગભગ એ જ ૧૯૨૧માં! વર્ષોથી આવી એકધારી ચાલી આવતી ઘાટી ને પ્રતિભાશક્તિ માટે આપણને વિશિષ્ટ માન ઉત્પન્ન થાય.

છન્દ કે ગીતરચનાને અંગે લગીર કડુ ટીકા કરવાની લાલચ છોડી શકાતી નથી—જેવું સિદ્ધહસ્ત લેખકોમાં પણ ઘણી વાર બનતું જોવાય છે; લગીર ઓછી કાળજી, લગીર થોડું મનોમન્થન અને એવા લગીર કારણે, જાણેઅજાણ્યે પ્રવેશવા પામતો ફિક્કો, મોળો કે તરછટ તરીઆની પેઠે જુદો ને જુદો તરવરતો શબ્દ કાવ્યને કે એની કડીને બદસુરત કરી નાખે છે અથવા માધુર્યને હણી દે છે. શબ્દસામર્થ્ય અને એનું મહત્ત્વ કવિશ્રી ન્હાનાલાલ જેટલું ભાગ્યે અન્ય સર્જકો સમજ્યા હશે: એકવાર કુમસમાં એમની સાથે હતો, ત્યારે વળી આ

વસ્તુનો અનુભવ વિશેષ થએલો. આખું કાવ્ય હૃદયની કિનારીને સ્પર્શે એટલું સબળ ને ચેતનવન્તું સર્જાયું હતું, પરન્તુ છેલ્લા ચરણ વાસ્તે કવિશ્રીને જે એક શબ્દ જોઈતો હતો, તે જડતો ન્હોતોઃ બબ્બે દિવસ સુધી એ ખોવાયલા શબ્દની ભાળમાં જાણે ગ્રામાન દશા ભોગવતા હોય એમ મને લાગ્યું. મેં પૂછ્યું: 'ઇચ્છો છો એવો શબ્દ માનો કે નહિ જ મળે તો?' અને ગેબી નાદ જેવો જવાબ મળ્યો: 'તો આખું કાવ્ય રદ થશે!' જ્યાં આવી ભાવના વિલસતી હોય, ત્યાં વસ્તુને યથાર્થ સ્વરૂપે વ્યક્ત કરતો, અથવા ભાવનું તલસ્પર્શી નિરૂપણ કરતો શબ્દભંડોળ અસાધ્ય ન જ હોઈ શકે. મજબૂત વીસ અંકોડાની સાંકળથી ઝૂલતા હિંચોળે, એક જ અંકોડો નબળો હોય, તો બાકીના ઓગણીસ અંકોડા સબળ છતાં નિર્બળ નીવડે છે એ સાદી સમજની પણ, કાવ્યસર્જકોને વિસ્મૃતિ ન થાય, તો તેમનું સર્જન જરૂર વધુ મધુર બનવા પામે, એવો નમ્ર મત છે.

પ્રસંગ મળ્યો ત્યારે સામાન્ય ટીકા કરી છે; તે શ્રીમતી જયમનબ્હેનને જ સર્વાંશે લાગુ પડે છે એમ નથીઃ એમનાં કાવ્યોમાંથી એવું તો થોડું જ વીણામણ થઈ શકે કદાચ: દૃષ્ટાન્ત દાખલ જોઈએ—

'ધુમ્રવાટ અનન્ત મહીં ધુણતી' ('ત્યારે ને હવે,' પૃ. ૧૭, પંક્તિ ૩)

આમાં 'ધુણતી' શબ્દ કર્ણપ્રિય નહિ એટલો કર્ણકઠોર લાગે છે: એને બદલે 'ધુમ્રવાટ અનન્ત વિષે ધુમતી' હોત તો?

'કળી' કાવ્ય જુઓ: (પૃ. ૧૪. છેલ્લીની બીજી પંક્તિ)

'ઉભય પીગળીને એકસૂત્રે સમાયાં.'

'પીગળી' ગયા પછી સૂત્રમાં પરોવાવું શી રીતે? એને બદલે–
'ઉભય સમરૂપે એક સૂત્રે સમાયાં' હોત તો?

'ભોઠા પડ્યો' કાવ્ય જુઓ (પૃ. ૬૪. પાંચમી કડીનું પહેલું ચરણ.)

'તારલાનાં ટોળાંને વીણવાને સંચરી'

'ટોળાં'ની સાથે 'વીણવા'ની વીણાનું સંલગ્ન અણમેળ નથી લાગતું? એને બદલે 'ટીપકી' કે 'ફૂલડાં' શબ્દ સંયોજાયો હોત તો?

'તારલાની ટીપકીને } વીણવાને સંચરી.'
'તારલાનાં ફૂલડાંને }

આ ગીતનો ઢાળ નોંધવામાં પણ કાંઈક સમજફેર થઈ લાગે છે. 'જોયા જગત ઘૂમી એક જોગીરાજને' એ ઢાળ આ ગીતનો લખ્યો છે તે ખરો નથી. એવું જ 'મારો ગરબો' રાસના ઢાળ વિષે છે. એનો ઢાળ મૂળ કરતાં જુદો જ પડે છે. નોંધાયલા ઢાળ પ્રમાણે જોઈએ તો—

'આવ્યો આષાઢ ગાઢ વાદળાં છવાયાં,
'આંસુડે ચીર આ ભીંજાયાં—સુહાગિરાજ!
'જોવાં શાં આજ રાજ! માયા ઉતારી:'

એ પ્રમાણે ગીત ગોઠવાતું જોઈએ, તે નથી.

સિવાય કોઈ કોઈ સ્થળે જોડણીદોષ ડોકિયાં કરે છે, પરન્તુ એ વિષય બુદ્ધિનો હોઈ, સુન્દર સુવાસિત પુષ્પોની પાંખડીઓ ચૂંટી, વિજ્ઞાનની દૃષ્ટિએ અન્દરનું પુંકેસર ખોલીને પાંડિત્ય પરખાવવા જેવું વર્તન મને રુચિકર નથી: છન્દ ગીત રાસનાં ત્રિવેણી સંગમ સરખાં આ કાવ્યોનો, હૃદયે ભરચક રસાસ્વાદ માણ્યા પછી તો એક જ ઉલ્લેખ બસ થાય, કે ગરવી ગૂર્જરીના સાહિત્યમન્દિરે, પ્રમાણમાં, કવયિત્રી બ્હેનો સ્વલ્પ બલ્કે વિરલ છે; એવા સંજોગોમાં, શ્રીમતી જયમનબ્હેન તરફથી સમર્પિત થતી આ 'તેજછાયા,' એના પોતાના સત્ત્વ ને હીર વડે બૃહદ્ ગૂજરાતમાં ઉચ્ચ મૂલ્યાંકન કરાવનાર નીવડશે એ વિષે મને કશો જ અંદેશો નથી અને તેથી, એમના એક સાહિત્યબન્ધુ તરીકે આ લખનારને ગૌરવ ઉત્પન્ન થાય છે. ઉચ્ચ કુળ, શિક્ષિત–સાક્ષર કુટુમ્બ

અને શુદ્ધ સંસ્કારી જીવન-એવો વિયોગ જેમને લાગ્યો છે એવાં જયમનબ્હેન વાસ્તે છેલ્લા અભિલાષ તો એટલા જ હોય, કે તમે-બ્હેનો જ છો 'વરસતી વાદળીઓ:' પ્રભુપ્રેરી પ્રકૃતિ સ્વરૂપે તમે જે કાંઈ અને જેટલું પાશો, એટલું જ પુરુષોને પાન કરવાનું છે. વાસ્તે સાહિત્યનો નિત્યનૂતન ફાલ સદૈવ તમારા જીવનક્ષેત્રથી ફળતો રહો અને રસપિપાસુ સંસારસફરીઓને એનો લાભ મળતો રહો.

છેવટ શ્રીમતી જયમનબ્હેનરચિત પંક્તિઓ જ ગાઈએ કે

'હોજો નિત્ય નવીન નેત્રપુટમાં, કૈં કલ્પનાઓ ખડી;
'હોજો આશ સદા યતી ફલવતી, હો કાવ્યલીલાભરી:'

('મંગલ અષ્ટક,' પૃ. ૩૯)

અને આ અભિલાષના ફલિતાર્થ વાસ્તે—

'સુલભ સુગમ હોજો, શારદા સાહ્યકારી.'

('નૂતનવર્ષ,' પૃ. ૨૮)

કેશવ હ. શેઠ

# સંભારૂં ?

(શિખરિણી)

તને હું સંભારૂં ક્યમ કરીં કહે નાથ! કહિયે?
કહું તો શા માટે—'સ્મરણ કરું તારૂં'? લખોં કહે!
ઉગીને આકાશે કંઇ શશિરવિ આથમોં ગયા,
વળી વાયુ ઝાઝા અર્મોઅનલ શા કૈં વહોં ગયા. ૧

ભર્યાં જૂનાં સ્વપ્નાં પ્રતિદિન નવા નેત્રપુટમાં,
સ્મર્યાં ના સ્હેવાતાં, નયનદ્વયથી અશ્રુ ઝરતાં;
અનેરા ને આછા તુજ સહુ લીધા લ્હાવ સ્મરતી,
તથાપિ ના કો દી, પ્રિયતમ! તને યાદ કરતી. ૨

ખડ્યું જો આનન્દે અર્મોધરઉરે શ્યામ હરણું,
પુરાયું હૈયે તે નવ જરીય છૂટું કદી થયું,
સ્મરે ક્યાંથી એ તો? સહજીવનના લ્હાણ લણતું;
નથી જે ભૂલાતું, સ્મરણ નવ તેનું કદી થતું. ૩

(૧૯૩૦)

## એકલી

(શાર્દૂલવિક્રીડિત)

ઊંચે વ્યોમઅટારીએ નિરખતી ચંદા તરે એકલી,
નીચે આ ધપતી સરિત વહતી તે યે સરે એકલી,
પૃથ્વીયે કરતી પ્રદક્ષિણ અહોરાત્રીય જો એકલી,
ને આ વિદ્યુત અભ્રમાં ઝણકતી, તે યે ખરે ! એકલી. ૧

દીધો જન્મ જનુનીએ જગતમાં ત્યારે હતી એકલી,
જાશે જીવ જગતપિતા સમીપ હા! ત્યારે ય હું એકલી;
તો આ અન્તરમાં ઘડું અવરની હું આશ શેં એકલી ?
નિઃશ્વાસો મુકી આમ કાં ભીંજવતી હું નેત્રને એકલી ? ૨

શું ઘૂમે મનતૃષ્ણિકા મમ શિરે ચંદાસમી એકલી ?
કે માયાતણી કાલિમા હૃદયમાં ઢુંઢે કંઈ એકલી ?
કે લીલા-સરિતા પ્રભુની મુજને ડૂબાડતી એકલી ?
કે વિદ્યુત્ સમ જ્યોતિ કો ઝણકતી હા! એકલી ! એકલી ! ૩

( ૧૯૩૦ )

# અશોકવનમાં

(શાર્દૂલવિક્રીડિત)

શું એ જંગલમાં હશે ભટકતો 'સીતા' કહી શોધતો?
કે એ લક્ષ્મણ સાથ વાત કરતો અશ્રુ હશે સારતો?
કે નિઃશ્વાસ મુકી ઉંડા વિરહથી વ્હાલો હશે ઝૂરતો?
આવીને રિપુવૃન્દ સર્વ હણીને એ શું ન છોડાવતો? ૧

ઊંચા વ્યોમ વિષે વિહાર કરતી ઓ પંખિણી! શોભની,
જાવું નાથ સમીપ, તું કર દયા, આ પાંખ બે ધીરની;
રે હા! પંખિણી! આમ શું ઉડી જતી? ઊભી જરાયે નહીં!
ભર્તા વિણ ભવાટવી મહિં ખરે, કો ભામિનીનું નહીં. ૨

દેખી અંતર સ્હેજ બેઉ વચમાં હુંથી ખમાતું નહીં,
વચ્ચે સાગર આ ઉભો ચમસમો તો યે મરાયું નહીં.
વીત્યા માસ અનેક કલ્પ સરખા તો યે છુટાયું નહીં,
આવી નાથ! લઈ મને જીવન હા! સાચુંજ દેશો કદી? ૩

(૧૯૨૮)

# વનમાળીને

(હરિગીત)

તુજ કાજ વિભુની પોથીમાં, શું ફરજ એકજ લખી હશે ?
ક્યારા ભરીને જળથકી પુષ્પો તણી સંભાળ લે;
પાસે ઉભી છું હું છતાં તુજ સ્નેહવારિ ન કાં ઝરે ?
વનમાળી ! વન સંભાળતાં મુજ જીવન શિદ ઉજ્જડ કરે ? ૧

હું શાન્ત નિદ્રામાં સુતી ને તું ઉઠે નિજ ધ્યાનમાં,
પાસે ન સંભાળે લતા, સંભાળ લે ઉદ્યાનમાં !
ઝબકી તને હું શોધતી, તું શોધતો કોને ફરે ?
વનમાળી ! વન સંભાળતાં મુજ જીવન શિદ ઉજ્જડ કરે ? ૨

આનન્દથી તું કુંજમાં ફુલપુંજમાં રમતો ફરે,
પુષ્પો વિવિધ લઇ પોરવી હર્ષિત થઈ હૃદયે ધરે;
એ હર્ષ મુજ પાસે કદી સ્ફુરતો તને નવ ક્યમ અરે ?
વનમાળી ! વન સંભાળતાં મુજ જીવન શિદ ઉજ્જડ કરે ? ૩

કંઇ હાર કંઈ ગજરા ગુલોના ઝડપથી ભેગા કરે,
લઇ છાબ ચાલ્યો એક શ્વાસે જાય તું નિજ મન્દિરે;
રે, એક પણ કળી પ્રણયમન્દિર કાજ શું ના સાંભરે ?
વનમાળી ! વન સંભાળતાં મુજ જીવન શિદ ઉજ્જડ કરે ? ૪

(૧૯૨૭)

# કટાક્ષ

(શાર્દૂલવિક્રીડિત)

આવ્યું નેનકટાક્ષ ને ક્ષણમહીં સર્વે સુખો આથમ્યાં,
લાગ્યું પ્રેમકટાક્ષ એ પછી અને દુઃખો સહૂયે શમ્યાં;
ત્યારાં બહુ ખર્યાં પછી વચનનાં, આવી કંઈ ભાનમાં,
જાણું ના, પડી ઘેનમાં, મરણમાં કે જિંદગીવ્હેણમાં. ૧

જો એ ઘેન અનર્થ હોય તદપિ એને ચહું સર્વદા,
જો એ હોય અકલ્પ્ય મૃત્યુ જીવને તોયે લહું હું સુધા;
હોયે જીવનવ્હેણ સ્વપ્નસમ, હું તેમાં સુખેથી વહું,
આરો ના કદી ઇચ્છું નેહનિધિનો ડૂબું ભલે કે રહું. ૨

જાણે ના સ્વજનો અને સુખી જનો, કલ્પીય ના તે શકે,
માને ના મુજ વાત કો અનુભવી, ઘેલી ગણીને હસે;
કૈં કૈં અન્તરમાં થતું પણ કશું ના બોલતાં આવડે,
કોયે ના સમજે મને, જીવનને, શો ખેલ આ! શા વડે? ૩

(અનુષ્ટુપ)

પ્રભુએ પ્રાણને પૂરી નેહ ને નેન જો દીધાં,
પીડાતાં પ્રેમી હૈયાંને મૌન કેમ પછી દીધાં?

(૧૯૩૧)

# શાને ?

(શિખરિણી)

નવી પ્રીતિ ? ના ના, વરસ કંઇ ઝાઝાં થઇ ગયાં,
હસ્યાં સાથે, રોયાં, રુદનસરિતાસંગમ વહ્યા;
કટુ વેણો મેંયે કંઇ કંઇ કહ્યાં ને કંઇ સહ્યાં,
હજી તોયે શાને હૃદય તરસ્યાં રૂહે અમતણાં ? ૧

નથી રૂપે મોહ્યું, મગજ નવ મોહ્યું તવ સુરે,
ન ચાતુર્યે મોહ્યું, નવ તરુણતાયે દિલ હરે;
ન લાવણ્યે મોહ્યું ચિતડું, નવ ચોંટયું કંઇ ગુણે,
ન જાણું જે શાને પ્રિયતમ ! મને તું બહુ ગમે. ૨

(૧૯૨૮)

# અજાણી

( શાર્દૂલવિક્રીડિત )

ઉંચે અભ્રઝુલે જુઓ ગગનમાં ચંદ્રા ઝુલે એકલી,
નીચે આશઝુલે હતી ઝુલતી હું ઉદ્યાનમાં એકલી,
એવે પાછળથી અચાનક નવી કો નાર આવી ઉભી,
વિદ્યુત્ ત્યાં ઝબકી જરી નભ વિષે ને હુંય ચોંકી ઉઠી. ૧

( વસન્તતિલકા )

ઊભી રહી નજર ચોગમ નાંખતી એ,
અંગાર નેત્ર મહિંથી વરસાવતી એ;
ક્રોધે હતી પ્રજળતી, કંઇ કંપતી એ,
લાગ્યું મને જગતને નક્કી શાપશે એ ! ૨

( અનુષ્ટુપ્ )

બોલી એ કાંઈ ધીમે કે, સંભાળી ચાલજો તમે;
માનવી વિશ્વના એવા, નમે તેને સહૂ દમે. ૩

( શિખરિણી )

હતી ચાલી જાતી ત્વરિત ગતિએ એ નભ વિષે,
પુછ્યા પ્રશ્નો ઝાઝા, પણ નવ ઉભી એ કંઇ મિષે;
ગઈ ક્યાં ? આવી શેં ? પ્રકટ હતી કે સ્વપ્ન સમ એ ?
વિભૂની દૂતી કે મગજભ્રમણા ? શું ખરું હશે ? ૪

( ૧૯૨૫ )

# ઉષા

( શાર્દૂલવિક્રીડિત )

આકાશે દિસતી હતી નવ ઉષા આનન્દથી ખેલતી,
સ્નેહે સાડી સુરંગી અંગ ધરતી, શોભે નભોનન્દિની,
ભાળી ભાસ્કરને સમીપ શરમે લાલાશ ધારી મુખે,
દીઠી દીઠી ન ત્યાં વિલુપ્ત થઇ એ, જાદૂ થયો શો અરે! ૧

શોધી સિન્ધુમહીં અને ગગનમાં, શોધી નદીનીરમાં,
શોધી જંગલ ઝાડપાન સઘળે, શોધી ગિરિખીણમાં;
શોધું ક્યાં નવલી ઉષા જગતમાં? દેખાય ના કો સ્થળે!
શોધ્યે ના મળતાં હતાશ થઈને હૈયે વિમાસું હવે– ૨

શું એ નૂતન નાર શોધ કરતો જોવા પિયુને ચહે?
કે એ સૌમ્ય પ્રભા પ્રભાકર–પ્રભામાં લીન થાતી હશે?
વેઠાયો નહિ તાપ પ્રીતમતણો, તેથી છુપાઈ હશે?
તેજસ્વી પુરુષોથી શાન્ત અબળા શું ઝંખવાતી હશે? ૩

( ૧૯૨૬ )

# સ્મરણબોધ

(અનુષ્ટુપ્)

વહ્યાં વર્ષ ઘણાં તોયે, સ્મરણો—ના નથી વહ્યાં
કાળના ઉદધિમાં એ, પાછાં આજે તરી રહ્યાં. ૧

( મન્દાક્રાન્તા )

ધીરે ધીરે હૃદયપટમાં સ્વપ્ન તાજાં થયાં કૈં,
ધીરે ધીરે મુજ જીવનના અંક સૌ ઊઘડ્યા કૈં,
ધીરે ધીરે શિશુવય વીતી, આશ સ્વપ્ને ગઈ કૈં,
ધીરે ધીરે તરુણો બનતાં બ્હોળી ચિન્તા ભુંડી કૈં. ૨

ધીરે ધીરે જીવન મુજ આ વ્યર્થ જોયું જતું કૈં,
ધીરે ધીરે મુજ હૃદયની આશ મિથ્યા તજી કૈં,
ધીરે ધીરે સમજી જીવવું રોજનું તે ખરૂં કૈં,
ધીરે ધીરે સ્મરણ શિખવે ધર્મ એ જિંદગી કૈં. ૩

( ૧૯૨૧ )

## ઉપાલંભ*

(હરિગીત)

તુજ હૃદયમાં મુજ કારણે શું સ્થાન જરિયે ના રહ્યું?
તુજ આશ સમ મુજમાં કશુંયે શું તને ના સાંપડ્યું?
તુજ મુજ પ્રણયની ગાંઠ શું જળમીનસમ બંધાઈ ના?–
સંસારને, મુજ પ્રેમનેય તજી વળ્યો વૈરાગ્યમાં. ૧

મમ જિગર દેવા, હૃદય લેવા મન સદા તલસ્યાં કરે,
આ નયનમાં તારી છબી પળપળ નવા રંગો ધરે,
નિજ ધર્મપત્નીને તજી રે શું વિરક્ત થવું ઘટે?
હે આર્યપુત્ર! વરી હવે શું આમ છે’ દેવો ઘટે? ૨

તુજ નયનઅર્મીને છાંટણે મુજ જીવન અમૃતમય બને,
પણ છોળ પ્રેમામૃતતણી મારી ન શું તુજને અડે?
વસતું સદા વારિ વિષે, પદ્મે જરા જળ ના અડે,
ત્યમ સ્નેહમાં તું સદા વસે પણ સ્નેહ તુજને ના અડે! ૩

(૧૯૨૭)

---

* યશોધરાનો આ ઉપાલંભ બુદ્ધને ઉદ્દેશીને છે.

# ત્યારે ને હવે

(તોટક)

કંઈ વર્ષ પરે નિરખી ઉદધિ,
બની લીન તરંગ ધ્વનિ સુણતી;
ઘુઘવાટ અનન્ત મહીં ધુણતી,
કદિ બિન્દુ ન એક મુખે ધરતી. ૧

ચુંટતી ગુલ હું ઉર હોંસ ભરી,
ગ્રહીં ગન્ધ હસી લટમાં ગુંથતી;
મધુમસ્ત થતી કુદતી રમતી,
ખુંચતું કંઇ તે કદિ ના ગણતી. ૨

ધરતી સહુ મિત્રની આશ અતિ,
નવ લોકપ્રપંચ જરી કળતી;
હસતાં મુખનાં અમીવેણ સુણી,
ન હલાહલ અંતરનાં સમજી. ૩

× × ×

ઉદધિ લહું કેવળ ક્ષાર હવે,
ગુલ કો ન સુવાસિત, કંટક એ;
નવ કો મુજ મિત્ર, અગમ્ય સહુ,
કર અન્ધ પ્રભુ ! બસ, જોયું બહુ. ૪

(૧૯૩૦)

## કળી

(મન્દાક્રાન્તા)

ધીરે ધીરે અનિલલહરે હાલતી ડોલતી હું,
પર્ણો સાથે કંઇ અવનવી ગોઠડી માંડતી હું;
ધીમી મીઠી પરિમલ ફુંકી મ્હાલતી લાડતી હું,
ત્યારેયે હા! નિરવ મુકતી ઉષ્ણ નિઃશ્વાસ શેં હું? ૧

ધીરે ધીરે કળી મટી કલાનાથની કો કલાએ,
ખીલી ક્યારે? કયમ કરી ખીલી?–જાણુતી ના જરાયે,
ચારે પાસે ભ્રમર ભમતા ગુંજતા કૈં ગભીરું,
પર્ણો પૂરે અમીરસ ઉરે તોય હા! કેમ ઝૂરું? ૨

(સ્રગ્ધરા)

આવ્યો કો ફૂલઘેલો, જીવનરસભર્યો, સ્નેહભારે નમેલો,
લીધી આવી ઉપાડી નયનસૂચિ થકી આત્મદોરે પરોવ્યો;
જાદૂ એવાં થયો કો, ઉભય પાંગળાંને એક સૂત્રે સમાયાં,
તોયે હા! ઘેન આ ક્યાં? નયન ભિંજવતાં અશ્રુનાં બિન્દુડાં શાં?૩

(૧૯૨૯)

# વાંસળી

( તોટક )

હતી શાન્ત સુરમ્ય સુધા ઝરતી,
રજની રસ અંતરમાં ભરતી;
જ્યમ ઊર્મિ સમાય ન સાગરમાં,
મમ આશ સમાય નહીં ઉરમાં.

જઇને યમુનાતટ એકલડી,
ઊભી માધવ કારણ એક ઘડી;
મધુરી સુણી મેં પછી વાંસલડી,
પડી ઘેન વિષે, નવ જાણ પડી.

મુજ નેન ગયાં ખુલી જે સમયે,
પ્રિય કા'ન હતો નહિ પાસ અરે!
પણ વાંસળી વાલમની હું સુણું,
રસમસ્ત બની જગ હુંદી વળું.

સુણું સૂર છતાંય ન શોધી શકું,
જડતો નહિ તોય ન છોડી શકું.

( ૧૯૨૬ )

# પંખીને

(શાર્દૂલવિક્રીડિત)

છોડ્યાં જંગલ, ઝાડપાન સઘળાં, છોડ્યાં લતાકુંજને,
છોડ્યાં તેં ગિરિશૃંગથી નિતરતાં પીવાં મીઠાં નીરને,
છોડ્યાં શેં ફુલ ને ફળો અવનવાં? છોડ્યા કણો ક્ષેત્રના,
છોડ્યો પ્રેમલ પંથ કેમ પ્રિયનો? છોડ્યા સખા સાથના. ૧

(અનુષ્ટુપ્)

આવ્યું તું છોડીને ક્યાંથી મોઘાં સ્નેહ–સ્વતંત્રતા?
બાપુ, તેં ખેલતાં ક્યાંથી પ્હેરી આ લોહશૃંખલા? ૨

(શિખરિણી)

થવા છૂટાં હાવાં કદિય મનમાં સ્વપ્ન ઘડ મા,
તપેલી રેતીને સરવર લહી ચંચુ ભર મા;
હવે છોડી દે તું નિજ સ્વજનનાં ધ્યાન ધરવાં,
હવે છોડી દે તું ગત સુખ સ્મરી અશ્રુ ભરવાં. ૩

(૧૯૨૭)

# સખી! શું કરૂં?

(વસન્તતિલકા)

શ્રી શંકરા ધવલકાંતિ નવેન્દુધારી
યોગીશ્વર પ્રબલમન્મથગર્વહારી
દેવીઉમાપતિ છતાં ભોળડી ઉપાસી
ના, ના, ગમે સખી! મને વર એ વિલાસી. ૧

શ્રી વાસુદેવ વ્રજનંદન વેણુધારી,
છે શ્યામ અંગ પણ કામણ નેત્ર ભારી;
ઘેલી કરી તજી કંઈ વનિતા બિચારી,
નાના ગમે સખી! મને વર વેષધારી. ૨

શ્રી રામચંદ્ર મન એકજ પ્રાણપ્યારી,
માતાપિતાવચનપાલક ટેક ભારી;
નિંદાભયે તજી મહાસતી જાનકીને,
ના, ના, વરૂં સખી! કદી જનતાભીરૂને. ૩

(અનુષ્ટુપ્)

પૂજું છું પ્રેમથી તોયે, વરવા યોગ્ય ના ગણું,
સર્વશ્રેષ્ઠ ગમે ના તો, અન્યને સખી! શું કરૂં? ૪

(૧૯૨૫)

# પણ અરે !

(હરિગીત)

કરીને રુપેરી વાદળીનું વિમાન ચઢું આકાશમાં,
અભિમાની ચંદાનો મુકુટ કરી નાચું ભર ઉલ્લાસમાં,
તારા તણો ગજરો ગુંથી ધારણ કરૂં વેણી પરે,
તારા, શશી કે વાદળી પાસે ન આવે, પણ અરે! ૧

જો જગતજાદૂગર મળે તો અજબ કિમિયો શીખીને,
મીઠું કરૂં સાગરતણું વારિ સુધાસરિતાથી યે;
ખારાં થતાં નિરખું જીવન મીઠાં સ્વજનનાં કંઇ પળે,
સૃષ્ટિ સકળ ઢુંઢી વળું એ જાદુગર કાં પણ અરે? ૨

શીખવે મને કો તો કરૂં હું અમર પુષ્પો વિશ્વનાં,
સૌરભ અનેરી મ્હેકતાં સુકુમાર પણ કરમાય ના,
પુષ્પશરનાં પુષ્પ સમ મુજ સ્નેહીજીવનપુષ્પ રે!
કરમાય ખીલ્યાં વણખીલ્યાં, ન શકું હું રોકી પણ અરે! ૩

(૧૯૨૬)

# દુર્લભ દર્શન

(હરિગીત)

ઘેરાયલા ઘનઘુમટમાં કૈં વિરલ દર્શન મેં કીધું,
યોગીસમું દુર્લભ નયન રસવારિ આજે મેં પીધું,
શ્યામ વાદળને વટાવી ભૂર્રી ભૂમિ દિસે ઉડી,
આકર્ષતી મુજ હૃદયને બની મુગ્ધ તે જોઈ રહી. ૧

એ ભૂર્રી ભૂમિમાં વિહરતાં માનવી જોયાં ઘણાં,
જેણે જીવનને, દેહને, સંસારને કીધાં પરાં,
એ વૃંદમાં મોંઘાસુલાં મુજ સ્વજનને મેં ઓળખ્યાં,
છોડી ગયાં અમને છતાં નિજ સ્નેહ નવ તોડી ગયાં. ૨

અમ નજર મળી ઘડિભર અને કૈં વાત મોન રહી કરી,
અમૃત ઝર્યાં એ આત્મથી મેં તે લીધા નયણે ભરી,
દેખાય ના હોવાં છતાં એ સ્નેહદર્શનપાનથી,
રોમાંચ હજુ હું અનુભવું, શોધું ગગન આશાભરી. ૩

(અનુષ્ટુપ્)

હશે એ સ્વપ્ન કે સત્ય? કે હશે દિવ્ય દૃષ્ટિ એ?
વિભુના વિશ્વના ભેદો અકાળે ક્યમ ઊકલે? ૪

(૧૯૨૬)

# શું ન થાયે?

(મન્દાક્રાન્તા)

ઇચ્છું જેની સમીપ વસવા, દૂર તેનાથી રહેવું;
જેની પાસે હૃદય ખુલતું, મૌન ત્યાં રાખવાનું;
જે શબ્દોને હૃદયપટમાં કોતર્યા છે ત્રિભૂએ,
નામોચ્ચારે નવ કરી શકું તો મને શું ન થાયે? ૧

જે શબ્દોને શ્રવણ કરવા તીવ્ર આ કાન થાયે,
સૂરે તેનો નવ સુણી શકું, ભાવિ આડું જણાયે;
નેને નેનો ઘડિક મળતાં સુખ શાન્તિ પમાયે,
ના તેનું જો વદન નિરખું, તો મને શું ન થાયે? ૨

(અનુષ્ટુપ્)

વિચારો અંતરે આવા, નયને પૂર અશ્રુનાં;
કલ્પના દોડતી આવે, ચક્ષુનું નીર લૂછવા. ૩

આશા છે અંતરે ઝાઝી, સુખ કલ્પ્યું અનંત છે;
સ્નેહીને સ્નેહની આશા, કલ્પના એ જ સ્વર્ગ છે. ૪

(૧૯૨૫)

# ક્ષણિકતા

(હરિગીત)

કો તારલો એકાગ્ર ચિત્તે ગગનમાં નિરખી રહું,
કાવ્યામ્બુધિનું એક બિન્દુ ચરણમાં ધરવા ચહું,
જોતી છતાં ના જાણતી—તારક ખર્યો, બેધ્યાન હું—
હા ! એમ શૈશવ એકદા અણજાણ હું ને ખરી ગયું. ૧

અસ્વચ્છ ને અસ્વસ્થ કો વર્ષાઋતુના વ્યોમમાં,
વિવિધરંગી મેઘધનુ ફૂટયું વિભૂએ જોમમાં,
એ રંગ જોતામાં અરે ! મુજ નયનથી સરકી ગયા,
મુજ બાલ્યભાવતરંગી દિન હા ! પલકમાં પલટી ગયા. ૨

ઘેરાયલા નભઅભ્રમાં વિદ્યુત અચિંતી ઝણુકતી,
ચમકારથી કરી અન્ધ જગને લુપ્ત ક્ષણમાં થઇ જતી,
હા ! તેમ આ તારુણ્ય પણ પ્રેમાન્ધ કરી ચાલ્યું જશે ?
ઉત્સાહ, આશા ને તૃષા આવેગ સૌ થંભી જશે ? ૩

(૧૯૨૮)

# રસરાત્રી

( માલિની )

હતી પનઘટ જાતી હું સખીસંગ જ્યારે,
પ્રચુર વનઘટામાં, વાગી તે વેણુ ત્યારે;
સુણી સમીપ છતાંયે, ના સુણી મેં જરાયે,
ભરી ગઇ જળ જ્યારે, ખોયું મેં ભાન ત્યારે. ૧

હૃદય મહિં થતું જે, જાય ના હા! સહ્યું તે,
શરમ ગઈ વહી ને, હું વહી વારિઘાટે;
ઘનવનતરુવેલી શોધતી કા'ન ઘેલી,
શશી સહ કરી મૈત્રી, પૂર્ણિમા પંથ રેલી. ૨

હતી મનહર રાત્રી, કૌમુદી સૌમ્ય છાઈ,
મધુર સમીર વ્હેતો, રમ્ય ને શાન્તિદાયી;
અજબ ધ્વનિ જગાવે, કાનુડો વેણુ ધારી,
નવ કદિ રસરાત્રી, મેં ફરી એવી ભાળી. ૩

( ૧૯૨૭ )

# હતું

(શિખરિણી)

હતાં મીઠાં સ્વપ્નાં, હૃદય હતી આશા અવનવી,
હતા બ્હાલા લ્હાવા, નવ કદિ હતી સૃષ્ટિ નિરખી;
હતી જ્યારે બાલા, સુભગ યુવતિ છે એમ ગણતી,
હતું ના જાણ્યું કે મૃગજળ સમી આશ ફળવી. ૧

હતા હૈયે મારે વિધવિધ વિચારો જીવનના,
હતું સ્વપ્ને ના કે જનમ ધરવો ભોગ જનના;
હતાં ધાર્યાં મેં કૈં અમરભૂમિથી સુખ અધિકાં,
હતું ના જાણ્યું કે જરિક સુખ કાજે દુખ ઘણાં. ૨

હતી આશા ઉંડી, દુખ પછી નકી સુખ મળશે,
હતી આશા મીઠી, જરુર પ્રભુજી બ્હાર ચઢશે;
હતું કલ્પ્યું મેં કે અવર જન પીડા શું કરશે,
હતું ના જાણ્યું કે સ્વજન મન ને સ્નેહ નડશે. ૩

(અનુષ્ટુપ્)

કલ્પનાનાં મીઠાં સ્વપ્નાં, કલ્પનામાં શમી ગયાં,
સ્મરણોયે નહીં તેનાં, ઉરમાં સ્થાયીનાં રહ્યાં. ૪

આશાઓ ઉદ્ભવી બાલ્યે, બાલ્યમાંજ શમી ગઈ
'ભાવી' ક્યાં? 'ભૂત' ક્યાં? ભાળું વ્યર્થ આ જિંદગી વહી. ૫

(૧૯૨૫)

# કસોટી

(હરિગીત)

અણચિંતવ્યો આવી સખા! ઊભો પછાડી તું રહે,
અણબોલ દાબી નેત્ર તું મુજ પાસથી ઉત્તર ચહે,
કરવા કસોટી તું ચહે, તારી પરીક્ષા થાય છે,
તુજ મુજ હૃદયનું ઐક્ય ભૂલી શેં છુપાવા ચાહ્ય છે? ૧

મારા મગજ ને નેત્રમાં ને હૃદયમાં છબીં જે રમે,
વળીં નામ જેનું શ્વાસ ને નિઃશ્વાસમાં રટવું ગમે,
હુંયે સુખી જેનાં સુખે, દુખ પામતી જેના દુખે,
તેનેજ હું ના ઓળખું? ભૂલો ભમે તું શું ભ્રમે? ૨

પરિચય હતો જ્યારે ન, ત્યારે હાથ મુજ ઝાલ્યો હતો,
તે દિવસથી તે હાથને મેં તો પિછાણેલો હતો;
તુજ મુજ હૃદયના લગ્નના આરંભથી પ્હેલો વર્યો,
જે કર વિષે અર્પ્યું જીવન તે જાય ના મુજથી ભુલ્યો. ૩

(૧૯૨૭)

## સ્નેહગીતા

(તોટક)

દિન કૈંક વીત્યા, કંઈ માસ વીત્યા,
કંઈ વર્ષ થયાં - પઢું સ્નેહગીતા.
વનમાં, તરુમાં, ગિરિમાં, ઘરમાં,
પકડાય ન - મેં પકડ્યો મનમાં.

ઘડી કો તુજ સંગ રહું રમતી,
ઘડી અન્ય તું કાજ ફરું ભમતી,
ઘડીમાં તવ સાથ રીસાઇ જતી,
રીસકારણ પા ઘડીમાં ભુલતી.

રજની પડતાં સુખડાં સ્મરતી,
ઉગી દેખી ઉષા થતી આશવતી.

(૧૯૨૮)

## પત્ર

(તોટક)

કંઇ અન્તર અશ્રુ રહ્યાં ઉભરી,
નવ ખાળીઁ શકું પડતાં ટપકી,
હૃદયે કંઇ મિશ્રિત ભાવ ભરી,
પ્રિય ! પત્ર લખું હજીઁ આશ ધરી. ૧

નવ જાણું હું શો અપરાધ કર્યો,
તુજ અન્તરમાં કહિં ભેદ પડ્યો;
અવળું સવળું સખીએ શું કહ્યું ?
તુજને દુભવ્યો ! કયમ જાય સહ્યું ? ૨

વિનવું ફરીને, મમતા ધરજે,
કહીં 'પ્રાણ' મને પછીં કેમ તજે ?
જમનાતટ, ગો–રસ, શું ભુલશે ?
તજી ગો–કુલ કા'ન ! જીવી શકશે ?* ૩

(૧૯૨૮)

---

* અહીં 'જમના તટ' 'ગોરસ' અને 'ગોકુલ' એ શબ્દો શ્લેષવાળા છે. જીવાત્મા ઇન્દ્રિયથી પર રહી શકે નહીં તેથી પરમાત્મા પણ ન રહી શકે એવું માની લેવાની ભુલ થાય છે તે સૂચવવા અહીં પ્રયત્ન કર્યો છે.

# એક બાળકનું મૃત્યુ*

(શિખરિણી)

હતું ખીલ્યું–ના, ના, ખીલતું હતું–કૂણું કુસુમડું,
હતું નાનું તોયે ઉપવન હતું એ દીપવતું,
હતું વાયુ સંગે ઘડિક કુદતું નાચતું હતું,
હતું એવું મીઠું જીવન રસિલું બાળ જીવતું. ૧

હતું માએ માન્યું નિજ જીવનને સાર્થ કરતું,
પિતાના હૈયામાં નવીન મૃદુલો હર્ષ ભરતું,
મધુરી વાણીથી જનકજનનીને રિઝવતું,
અનેરા આનન્દો અનુભવી હતું એ સુખી થતું. ૨

હતું એ–શું ન્હોતું?–જીવન જીવતું સ્વપ્ન સરખું,
હવે મૃત્યુ પામ્યું! કયમ કરી હું માની પણ શકું?
ભલે મૃત્યુ પામ્યું! મુજ હૃદયમાં જીવતું સદા!
ભુલી જાવા શું કહો? મુજ જીવનમાં ના ભુલું કદા! ૩

ભુલાયેલું લાગે મુજ હૃદયથી એ સ્મરણ જો,
તમે માની લેજો મુજ જીવનનો અન્ત પણ તો!
નહીં રોવું આવે! જીવીશ વધુ આનન્દથી ખરે!
જવા તેની પાસે મુજ હૃદય આ ઉત્સુક હવે! ૪

(૧૯૨૩)

* 'નાગર બ્રાહ્મણ મિત્રમંડળ'ની શીઘ્ર કવિતાની હરિફાઈમાં પહેલું ઇનામ મળ્યું.

# નૂતનવર્ષે

( માલિની )

પ્રતિદિન જ્યમ વ્યોમે ચન્દ્રની કાંતિ ન્યારી,
ત્યમ ઉરમહિં વાધો આશ ઉત્સાહ ભારી;
હૃદય તિમિર આધાં હો કદી ના ઉદાસી,
નવલ મધુર વર્ષે સાહ્ય કૈલાસવાસી. ૧

સુલભ સુગમ હોજો શારદા સાહ્યકારી,
પરમ પ્રભુતણી હો મ્હેર કલ્યાણકારી;
તનમન સુખ શાંતિ જ્યોતિ હોજો પ્રકાશી,
નવલમધુર વર્ષે સાહ્ય કૈલાસવાસી. ૨

સ્મરણ કરી પુરાણાં કીર્તિ ને શૌર્ય ભારી,
નવીન શુભ દિને તે વાંચ્છના ઉર ધારી,
મુદિત મનથી ઇચ્છું બુદ્ધિ–ઔદાર્યપ્યાસી,
નવલ મધુર વર્ષે સાહ્ય કૈલાસવાસી. ૩

નિજ ભુમિ સુત સર્વે માતૃપુત્રો પ્રમાણી,
સ્વજન ગણી તમારા, ઐકયનો મંત્ર ધારી,
હૃદય મૃદુ કરીને પ્રેમથી ર્‌હો પ્રકાશી,
નવલ મધુર વર્ષે સાહ્ય કૈલાસવાસી. ૪

( ૧૯૨૪ )

# શમ્યાં

( વસન્તતિલકા )

વૃક્ષે લતા વધુ વધુ હજી તો વિંટાશે,
ને પર્ણ કૈંક પડશે મૃદુ હાસ્ય શાં એ;
ગુચ્છો રુડા સુમનના હજી ફોરશે તે,
હું કલ્પતી-નહિ ! ઉરે દૃઢ માનતી એ. ૧

સંધ્યા પડી પણ ફરી રવિ આવશે એ,
કે રક્તવર્ણ મધુરી ઉગશે ઉષાએ,
ને સૂર્યપૂજનતણાં ભરું પુષ્પ પાત્રે,
ધારૂં ન-હા ! રવિ જશે, રજની થશે રે ! ૨

છોડી નદીતટ ગઈ જલધિતીરે ને
દેખી તરંગ મનડું વળતું તરંગે;
વારી પીવા ગઇ ધસી ભરી અંજલીને,
ક્ષારાબ્ધિનાં જ જળ એ નવ જાણતી તે. ૩

રે-વૃક્ષ પલ્લવ પથે મુજ પાથરી દે !
આવી ઉષા પણ હસી મુજને હસાવે !
હું કાજ અમૃત ઉરે ઉદધિ ઉછાળે !-
હૈયે ધરેલ શમણાં મધુરાં શમ્યાં એ ? ૪

( ૧૯૨૭ )

## ભૂલ્યો

(શાર્દૂલવિક્રીડિત)

ભૂલ્યો સ્નેહઘડેલ મૂર્તિ સરખા દેવી પિતાને ભુલ્યો,
ભૂલ્યો માત યશોમતિ સમ ભલી વાત્સલ્યમૂર્તિ ભુલ્યો,
ભૂલ્યો તું તરુ ને લતા વનતણાં, ભૂલ્યો યમુના તીર,
ભૂલ્યો શું મટુકી અને મહીં? અરે! ભૂલી ગયો માખણુ? ૧

ભૂલ્યો ગોપસખા સમાન વયના? ગોષ્ઠીય ભૂલી ગયો?
ભૂલ્યો ધેનુ ચરાવવી? વળી સખા! શું વાંસળી એ ભૂલ્યો?
ભૂલ્યો શું પ્રિય ગોપિકા પણુ? ભુલ્યો મીઠો નિશો સ્નેહનો?
ભૂલ્યો તે રસરાત્રિઓ પણુ? અને શું દાણુલીલા ભુલ્યો? ૨

ભૂલ્યો તે સઘળુંય તોય તુજથી રાધા ભુલાશે નહીં,
ધાર્યું એમ હૃદે તથાપિ તુજનો સંદેશ આવ્યો નહીં,
તારું કાળજું હો કઠોર પણુ તે પાષાણુ ધાર્યું નહીં,
રંગે શ્યામ છતાંય તું હૃદયથી છે શ્યામ—માન્યું નહીં. ૩

એકે પત્ર લખું નહીં તુજ પરે સંકલ્પ એવો કર્યો,
છોડીને પ્રિયને ધરું પ્રભુ હૃદે સંકલ્પ એવો કર્યો,
જોવું ના કદી કા'નના વદનને સંકલ્પ એવો કર્યો,
રોવું ના, વિષપાન મિષ્ટ ગણુવું સંકલ્પ એવો કર્યો. ૪

(અનુષ્ટુપ્)

સંકલ્પો મેં કર્યા તોયે હૈયું છોડે નહીં તને,
આશા છે મૃત્યુવેળાએ જોઉં હું મુજ કા'નને. ૫

(૧૯૨૬)

# સ્વ. કમળાશંકર ત્રિવેદીને નિવાપાંજલિ

(શાર્દૂલવિક્રીડિત)

સચ્ચારિત્ર્ય થકી, સુશિક્ષણુ થકી, સદ્ભાવથી, સ્નેહથી,
જેણે શિક્ષક–શિષ્યને–જગતને સેવા સમર્પી રુડી,
જેની વાઙ્મયશિક્ષણે વિલસતી મેધા સદા નિર્મળી,
તે માતામહના સુવંદ્ય ચરણે અર્પું નિવાપાંજલિ. ૧

વિદ્વન્મંડળના કૃતજ્ઞ હૃદયે પાંડિત્ય જેનું વસ્યું,
'વિદ્યાભૂષણુ'ના સુયોગ્ય પદથી સન્માન જેનું થયું,
જેણે સ્થાપી પ્રણાલિકા ઋષિસમી કર્તવ્યનિષ્ઠાતણી,
તેનું પૂજન શી રીતે કરી શકું, અજ્ઞાન હું બાળકી? ૨

કૈં કૈં પુસ્તકપુષ્પ સૌરભભર્યાં શોધ્યાં મહા યત્નથી,
ગુચ્છો ચાતુરીથી ગુંથ્યા અવનવા, ગીર્વાણુ ભાષામહીં,
જાશે કાળ અનન્ત તોય સુરભિ તેની ઘટે ના કદી,
પુષ્પો અક્ષરવાડીનાં અમર એ, હોવાં સુકાયે નહીં. ૩

જાણે જીવનસ્રોત હોય નવલો, કે હોય મન્દાકિની,
તેવી ગુર્જરગ્રંથમાં પ્રકટતી શૈલી રુડી આપની,
સંસ્કારી, બળયુક્ત, સંસ્કૃતમયી તોયે નિરાડમ્બરી,
સીધી, સ્પષ્ટ, સચોટ કૈં ગુણભરી વાણી ખરી સાક્ષરી. ૪

શાંતિ અંતરમાં સુધાકરસમી, યોગીસમા સંયમી,
હૈયું નિર્મળ સ્વચ્છ સ્ફાટિક સમું, સત્કર્મમાં ઉદ્યમી,
'સેવા' શબ્દ જડેલ જે હૃદયમાં, કર્તવ્યની મૂર્તિ જે,
ભૂલે કોણ દ્વિતીય પાણિનિ સમા સાક્ષાત્ ગુરૂવર્યને ? ૫

આવ્યા શિક્ષક, કૈંક શિષ્યગણ, ને આવ્યા કંઈ સજ્જનો,
આવ્યા પંડિત કૈંક, સ્નેહી સ્વજનો, આવ્યા પરાયા જનો,
હે માતામહ ! સર્વ આજ ગરવી માળા ધરે પુષ્પની,
નેત્રે નીરભરી સમર્પું હળવી હું માળ આ શબ્દની. ૬

(૧૯૨૬)

# પર્વો

(ઉપજાતિ)

જન્માષ્ટમી ને નવરાત્રિઓ એ,
દીપોત્સવીઓ વળી હોળીઓયે,
ગુમાવી શક્તિ સહુ ન્યાળવાની,
કિન્તુ ગુમાવી નથી આંખ મારી. ૧

બધાં નિહાળે દિન એકને ને
માણે કદી ચેન, કદી અચેને;
મારી દશા કૈંક જૂદી થઈ છે,
રે એક પર્વે બહુ પર્વ મારે.

ઉન્મત્ત બાલ્યે કદી આંખ આ ઠરે,
તારુણ્યના કૈંક તરંગ આવરે;
ને યૌવને આંખ છવાય ક્યારે,
ને સામટાં સૌ ઉભરાય ક્યારે. ૩

ઉલ્લાસમાં કે સુખપૂર્ણ ઘેને,
દુઃખે કંઈ ને કંઈ હર્ષહેલે;
એ સર્વ પર્વો સરી જાય સામટાં,
નેત્રો ધરે ત્યાં જળવસ્ત્ર ઘેરાં. ૪

(૧૯૩૭)

# કામ મારે યે નથી

(હરિગીત)

માળી અમારી વાડીનો ભરી છાબ ફૂલ મુકી ગયો;
દેવા મને એ અંતરે મેં ધાર્યું મનસૂબો થયો;
પાસે જઈ ઊભી છતાં દેતા નથી, જોતા નથી,
એને નથી મુજ કામના તો કામ મારે યે નથી. ૧

કરવા પ્રયાણ વિદેશમાં સહવાસઘેલી હું મથી;
જાણું ન કે એ અંતરે સહચારહોંશ જરા નથી;
ઉજ્જ્વલ જીવનની સકલ આશા ખાક થૈ હા આજથી,
એને નથી મુજ કામના તો કામ મારે યે નથી. ૨

મેં ધાર્યું જીવનકેન્દ્ર ને સુખકેન્દ્ર છૂપ્યું લગનમાં,
સગવડ અને રૂઢિ વિના દેખે ન એ કૈં લગ્નમાં;
થઇ આશ ભગ્ન હવે જરા પણ જીવવા ચ્હાતી નથી,
એને નથી મુજ કામના તો કામ મારે યે નથી. ૩

(૧૯૨૬)

# તોય શું?*

(શાર્દૂલવિક્રીડિત)

ફાટું એક જ વસ્ત્ર કે દુકૂલના ભંડાર હો તોય શું?
હોયે એક જ નાર, હોય અથવા ઝાઝી ઑગો તોય શું?
હોયે અશ્વ અનેક હસ્તિ, અથવા ના એક જો તોય શું?
હોયે કંચનથાળ ષડ્રસભર્યો કે ભાખરી તોય શું? ૧

વિશ્વે જો અણુરાગ તો પછી ભલા ઐશ્વર્ય હો તોય શું?
આસક્તિ હૃદયે નહીં પછી રહ્યાં સંસારમાં તોય શું?
આપે લોક અપૂર્વ માન અથવા ધિક્કાર દે તોય શું?
જ્યોતિ હોય અનંત અંતર વિષે, અલ્પાયુ હો તોય શું? ૨

(૧૯૨૨)

---

*ભર્તૃહરીના વૈરાગ્યશતકના ૭૧મા શ્લોક પરથી પહેલો શ્લોક કર્યો. બીજો શ્લોક કલ્પિત છે.

# લગ્નની આગલી રાત્રિએ

(શિખરિણી)

થશે કાલે વ્હાણે જીવન શરુ કે પૂરણ થશે?
અમારા પ્રારબ્ધે સુખ બહુ લખ્યું કે દુખ હશે?
હશે પ્રીતિ એની મુજ પર ઘણી કે નહિ હશે?
થશે હૈયાં ભેગાં, જિગર કટકા વા થઇ જશે? ૧

હશે જો ના એનો પ્રણય દુખ એને અતિ થશે?
દઉં વ્હાલાને યે દુખ મુજથી તે ના કદિ બને;
વરૂં હું એને? કે કહી દઉં હું ના સાફ સહુને?
બને ના એ કો દી–મુજ હૃદય એને ન તજશે. ૨

સગાં સ્નેહી સર્વે અતિ ઉલટથી કાર્ય કરતાં,
અમે રાજી કે ના જરી પણ ન તે ધ્યાન ધરતાં;
પિતા માતા મારાં મુજ ગરીબનું દાન કરશે
ન તે લેવા ઇચ્છા કદિક પિયુની લેશ જ હશે. ૩

(વસન્તતિલકા)

જીવી હું દુઃખી કરૂં પ્રીતમ? ના બને તે;
જીવી કુમારી રહું? અંતર ના કહે તે. ૪

(૧૯૨૧)

## ચન્દ્રક

(પૃથ્વી)

હળાહળ જ તેં પીધું, પણ ભરી અમી ભાળને
સદાય અજવાળતો, ણુઝવતો વિષજ્વાળને;
અમંગળ અભૂષણો પણ સુમાંગલ્યને ધરે,
અલંકૃતિ બીજી કશી? દીપવતો શશી ભાળને.
રહ્યાં જીવન જુદ્ધનાં, મરણભોમ રે'વાં રહ્યાં,
છતાં અમરતા વળી, અમર ચન્દ્ર તે શેં વર્યા?

× × ×

ભરી વિષની અંજલી અમીં ગણી પીધા ઘૂંટડા,
અમીધર પ્રકાશતો પછી રહ્યાં બીવાનાં કશાં?
ઉગ્યો અરર આથમ્યો રહી શક્યો નહીં ભાળમાં,
રહ્યાં જીવન જીવવાં, જીરવવાં વિષો કારમાં.
વિધિ વિકટ ભાળીને નયન નીરભારે ભર્યાં,
ઝરી નવ શકે નહીં નયનઝાળ બૂઝાવતાં;
દીધો ભૂષણ ચન્દ્ર તો, પણ અમી ભર્યો શેં દીધો?
દીધો હરી લીધો ભલે, વિષ સમો નહીં કાં કીધો?

(૧૯૩૬)

# પ્રેમ

( વસન્તતિલકા )

એણે ધર્યું સ્વરૂપ ના, પણ દિવ્ય મૂર્તિ
આકર્ષતો હૃદય, રહે નવ હાથ હુંથી;
કેદી કરી, કડી નથી મુજ હાથ નાંખી,
છોડ્યો છુટે ન મુજથી, છુટી હું ન થાતી. ૧

ના, મેં નથી જરિય કેફ કર્યો‌ઘેલ કોદી,
તો કેમ આમ ભમતી રહું ભાન ભૂલી?
ના છું હું સેવક છતાં ગભરાઉં શાથી?
શું કામ હાસ્ય ફરકે, વળી રોઉં શાથી? ૨

પાછી મળું સ્વજનને અતિ દીર્ઘ કાળે,
જાણું ન કેમ થતું કંપિત અંગ ત્યારે;
આશા ઉમંગ ઉછળે ધરી વેગ શાથી,
શું એજ પ્રેમ જગવાંચ્છિત દિવ્ય સાથી? ૩

( ૧૯૨૬ )

## મંગલાષ્ટક

( શાર્દૂલવિક્રીડિત )

કંકૂપાત્ર ભરી સમુદ્રતનયા અર્પે વિધાતાકરે,
દેતાં મંગલ લેખની વિધિકરે જો શારદા વીનવે;
"આલેખો નવયુગ્મ જીવનપટે હો રમ્ય ભાવી લીલા,
"પૂરો ઊર્મિ અનંત, રંગ મધુરા ઝાંખા પડે ના કદા." ૧

માળા પંકજ રક્તની કર ધરી આવે ઉષા સુન્દરી,
આરોપે રવિકંઠ હાર હસતી તે હાસ્યજ્યોતિ સમી
માળા સુન્દર પુષ્પસૌરભભરી ગૂંથી ઉભી **ચંદ્રિકા**,
અર્પે પ્રેમભરી **પ્રમોદ** ઉર તે અન્યોન્ય હો હર્ષદા ! ૨

શું પંચામૃતના ભર્યા કળશ આ કે પંચબાણે ધર્યા ?
શું ચારે પુરુષાર્થ ચોરી રચતા આંગાં થઈને ઉભા ?
શું વેદત્રય વંશરૂપ ધરીને આ યુગ્મ જોતા હશે ?
ને કે મંગલ આશિષો યુગલને ચોરીથી દેતા હશે ? ૩

દીધાં દાન દધીચિએ તનુતણાં સદ્ધર્મ સંરક્ષવા,
તેવાં **મોહનલાલ-ભાનુસુખ** આ દેતાં તનૂજાતણાં;
ઉચ્ચાદર્શ **પ્રમોદ** ધારી હૃદયે સંસ્કારિતા ઝીલશે,
જેને ના તિમિરો અડ્યાં જગતનાં તે **ચંદ્રિકા** ખીલશે. ૪

જો આ દિવ્ય પ્રભાત છે જગતના માંગલ્યમંડાણનું,
ને તોયે સરિતા સમાન સરતાં છોડી ગિરિને જવું;
ના છે નાટક, કાવ્ય, ના નવલિકા, ના છે કશુંયે પુરૂં,
તોયે રમ્ય પ્રભાત છે જીવનનું સૌભાગ્યવંતું નવું. ૫

ના છે વિદ્યુત જ્યોત, ચંદ્ર, રવિ કે ના છે નર્યા તારલા,
ના છે રમ્ય તળાવ, વેગવતી એ મંદાકિની, સિંધુ ના;
ના છે વૃક્ષઘટા, લતા, ફળ નહીં, કિન્તુ સહૂ જ્યાં વસ્યાં,
તે સંસાર વિષે પ્રયાણ મધુરાં આજે તમે આદર્યાં. ૬

થાજો જીવન દિવ્ય તેજ ધરતાં ! ને ઊર્ધ્વગામી થજો !
થાજો શાંત સુરમ્ય પાવન મીઠાં ને વેગવંતાં થજો !
થાજો શીતળ સ્નેહઆશ્રર્યાં અને ઔદાર્યમૂર્તિ થજો !
સારો જીવનપંથ કંટકહીણો કલ્યાણકારી હજો ! ૭

હોજો નિત્ય નવીન નેત્રપુટમાં કૈં કલ્પનાઓ ખડી !
હોજો આશ સદા થતી ફલવતી કો કાવ્યલીલાભરી !
હોજો સ્નેહ સુધા–સુધાકર સમો તોડ્યો ન તૂટે કદા !
હોજો અંતર એક, દેહજ જુદા, આનંદ હેલી સદા ! ૮

( ૧૯૩૨ )

## ભિખારણ

(શિખરિણી)

"તમારી પેઠે બા! ગરીબ જનને દાન કરતી,
બિચારાં દુઃખીનાં રુદન નિરખી હું ય રડતી;
હતું ના જાણ્યું કે થઇશ ભુખદુઃખે ભટકતી,
કર્યો યત્નો તોયે જીવનસરિતા ના અટકતી." ૧

(અનુષ્ટુપ્)

"બેસ, બાઈ! જરા આંહી આત્મવૃત્તાંત તો કહે,
નિહાળી આ દશા તારી હૈયું મારૂં ઘણું દહે." ૨

(શિખરિણી)

ઘણે કાળે તેણે ઘડી અનુભવી કૈંક સુખની,
સુખી તો ના—કિન્તુ દુખ કમી થતાં અર્ધદુખની:
"દયાળુ ઓ બાઈ! મુજ વિતક જાણી કરીશ શું?
ભલે ઇચ્છે છે તો ભુતજીવનકહાણી સહુ કહું. ૩

જુગારી બાપુની જીવસમ હતી એક દુહિતા,
પિતા માતા મારાં શુચિ હૃદયના કોડ પુરતાં;
ભણાવી બાળાને ધનરૂપ ભર્યું ત્યાં ખપ કશા?
પછી લગ્ને વાળી યુવક સહ કો પ્રેમપથમાં. ૪

અરે! ત્યાં તો તાતે ધન સહુ ગુમાવ્યું રમતમાં,
સિધાવ્યાં અન્તે એ જનક જનની યે મરણમાં;
પડ્યાં દુઃખો દેખી હૃદય ડરતી, કૈંક રડતી,
છતાં વ્હાલા સાથે કદિક હસવા યત્ન કરતી. ૫

વિધાતાને કિન્તુ જરિક હસવું યે નવ રુચે,
ગુમાવ્યો, ક્યાં ગોતું જીવન મુજ હા! જીવન-વને?
વડીલે કીધી ત્યાં નજર અવળી એક દિન ને
તજ્યું મેં યે ત્યારે મુજ ગૃહ ગણ્યું તે સદનને. ૬

વિશાળી પૃથ્વીમાં શયન કરવા એક સ્થળ ના,
મને 'મારી' કહેતું નયન લુછવા એક જન ના;
હતી દોડી જાતી વિમળ મૃદુ વ્હેતી સરિતમાં,
ન જાણું જે શાને નિજ કર ગ્રહી લાવી ગૃહમાં. ૭

અરે! તે વેશ્યાએ વિષમય કીધું આ જીવનને!
બળે લુંટાયું તે રૂપગુણવતું યૌવન ખરે!
લુંટાઈ પૂરી હું, પણ નવ લુંટાયું ઉદર આ,
ભરૂં ભીખી, ભાવી! સ્મરણપટમાં ભૂત ભમતાં." ૮

(૧૯૩૫)

# મળીશું ત્યાં ભેગાં

(શિખરિણી)

ઘણુંએ જાણું છું નવ કદિય એ દેહ મળશે,
અધૂરું આયુ આ રડી રડી હવે પૂરણ થશે,
છતાં માનું છું કે જીવનપથમાં એ પમરશે,
રહી કૈલાસેયે સહચર સદા સાથ કરશે. ૧

ભલે ન્યાળું ત્યારે નયનપથમાં ના કળી શકે,
પરન્તુ બિન્દુ આ નયન દ્રવતાંમાં વિલસશે,
અધૂરી આશાઓ કદિક વસીં કંઠે કનડશે,
ભળી અશ્રુમાં એ મુજ જીવનતૃષ્ણા છિપવશે. ૨

કદી કો સમ્બન્ધી હૃદયવ્રણમાં ક્ષાર ભરશે,
સહ્યું ના જાતાં તે કદિક તનુ પ્રસ્વેદ ધરશે,
વહી વાયુ સંગે શરીરમન એ શાન્ત કરશે,
વશી શ્વાસે શ્વાસે સહગમનના કોડ પુરશે. ૩

કદી ઘેરા ગાઢા તિમિરપડદા આવી નડશે,
ઘણું ગોતું તોયે જીવનરણમાં માર્ગ ન થશે,
અરે! ત્યારે આવી જીવન-પથમાં તેજ ભરશે,
મને સંભાળી એ સુખદ શુચિ પંથે લઇ જશે. ૪

અધૂરાં કર્તવ્યો અવનિ પરનાં પૂરણ થશે,
અને આકાશેથી અમીભર કંઈ હાસ્ય ઝરશે,
અચિન્તો ત્યારે હા! પ્રણયમય એ સાદ કરશે,
મળીશું ત્યાં ભેગાં, નવ કદિ ફરી ભેદ પડશે. ૫

(૧૯૩૫)

## છૂટી પાંખડી*

આકાશે ઝરતી સુધા શરદની, દૈવી મીઠી ચાંદની,
કોકિલા ટહુકાર કંઠ મૃદુથી હૈયે ત્વરા પ્રેરતી;
આવ્યો કાન્ત સુણી હતી શરદથી શોભા વધુ અંતરે,
હૈયું સ્નેહસુધા વધુ વરસતું આંખો કરે ચન્દ્રને.

*

મીઠા શૈશવને સમે વિવિધ જે ઉત્સાહથી ખેલવું,
પૂછી પ્રશ્ન અનેક માર્દવભર્યા આનન્દમાં મ્હાલવું;
રે! ના ભીતિ જરાય અન્તર વિષે કે દુઃખ સંસારનું!
ભૂલ્યું કેમ ભુલાય સ્વપ્નસુખ એ આનંદસિંધુ સમું?

*

ઉદ્યાનમાં સખીસહે ફરતી'તી જ્યારે,
ઉત્સાહથી હૃદય-આશ જણાવી ત્યારે;
આનંદઅશ્રુસરિતા વહી ચાર ત્યાં જે,-
મીઠું હજી સ્મરણ તે દિનનું રહ્યું છે.

*

---

* સાતમી સાહિત્ય પરિષદ્માં પહેલા શ્લોકને માટે શીઘ્ર કવિતાની હરીફાઈમાં પ્રો. ગજેન્દ્ર બુચ જોડે પહેલું પ્રાઈઝ મળ્યું. તે પછીના ત્રણ શ્લોક પાદપૂર્તિના છે તે 'નાગર બ્રાહ્મણ મિત્રમંડળ'ની હરીફાઈમાં લખાયા છે.

પુનમરજનીકાળે પૂર્ણ ચંદા છવાઈ,
મલય સમીર વ્હેતો શાન્ત ને સુખદાઈ;
નવલરસતરંગે કાનુડે વેણુ વાઈ,-
નવ રસભરી રાત્રિ મે ફરી એવી જોઈ.

*

માતાની ઘડી આશ શૈશવ મહીં ને તાતની બાલ્યમાં
તારુણ્યે પતિને ભર્યો સભર હા, હૈયે અને વાતમાં;
થાતાં યૌવનનાં પ્રયાણ સુત ને સંસારને સેવતી,
થાતાં વૃદ્ધ પ્રપુત્રઆશ ધરતી, ના આશને છોડતી.

*

મારેલાં પુષ્પનાં બાણો મન્મથે શંભુને ઉરે,
અનેરી કલ્પના એ તો કો કવિઉરથી સ્ફુરે;
બાણ ક્યાં પુષ્પનાં ને ક્યાં કાય તે વજ્રના સમી!
રસીલો રતિને છોડી જાય શેં જોગટા ભણી?

*

વિષપાન કેરા ભાવ કે વિદ્યુત સમી તલવાર એ,
કે સર્પચુંબન લ્હાવ એ, સ્હે તે ન કાં પૂરું કહે?

*

ઇચ્છે પંખી કુદરતી રીતે છૂટથી ખેલવાનું,
ને પૂરાવું જરી પણ નથી લાગતું બાપુ વ્હાલું,
જો પૂરાયું નવ હજી લગી તો સુખી તું સમું ના,
જો પૂરાયું, પછી છુટું થયું તો દુઃખી તું સમું ના.

*

સાંમું જુએ મુજ છતાં દુર કાંઇ દેખે,
પૂછું હું પ્રશ્ન બહુ, ઉત્તર દે ન એકે;
ના ના સમાધિ નિરખી તુજશી કદી મેં,
કોની ઉપાસક બની સખી ! કાંઈ કહેશે ?

*

કે શબ્દબાણપ્રહારથી જખમો ઉંડા હૈયે પડે,
મૃદુ શબ્દ સેવા મલમપટ્ટાથી કદી હળવા બને;
અતિ દીર્ઘ કાળે ઘા રુઝાતાં દર્દ ના દેખાય છે,
પણ સહુજ ખટકો શ્વાસ હરહંમેશ તે સ્થળ ખાય છે.

# પ્રિયતમને*

દુખથી જ્યારે ગભરાઉં છું, આધારરહિત બની જાઉં છું,
સાહસને પીઠ બતાવું છું, દૃઢતાહીન જવ થઈ જાઉં છું,
પ્રિયતમ ! ત્યારે તું આવે છે,
કરુણાકર ! પ્રાણ બચાવે છે. ૧

વિપદોની મહીં પડી જાઉં છું, જવ આકુળ વ્યાકુળ થાઉં છું,
સુખઉપવનથી દુર થાઉં છું, કંટકવનમાં હું ફસાઉં છું,
પ્રિયતમ ! તહિં હાથ પ્રસારે છે,
કાંટાથી મને ઊગારે છે. ૨

મન ચંચલ મુજ થઈ જાયે છે, આશા દર્શનની ખોયે છે,
ચિત ધીરજ ત્યાગ કરી દે છે, દુઃખસરમાં ગોથાં ખાયે છે,
પ્રિયતમ ! તવ તું મળી જાયે છે,
તુજ પ્રિયજનને અપનાવે છે. ૩

ચિંતાની ચિતા ધીકી રહે છે, જવ આગ બધે ભડકી રહે છે,
આશા આશા–પથ તાકે છે, અતિ વિરલ બુદ્ધિ પણ થાકે છે,
પ્રિય ! પ્રેમજલદ વરસાવે છે,
તવ મુજ ઉરદાહ મિટાવે છે. ૪

---

* નિર્મળાદેવીના હિંદી કાવ્યનું ભાષાંતર

જવ ભૂખ તરસ સહુ જાયે છે, નયનોમાં નિંદ ન આવે છે,
જવ વ્યથા વધારે વાધે છે, મુજ કોઈ પ્રયત્ન ન ચાલે છે,
તવ સ્મૃતિ મુજ તુંજ જગાવે છે,
પ્રિયતમ! નિજ પાસ બોલાવે છે. ૫

જગબંધન અલગ થઈ રૂહે છે, જવ કોઈ કામ નવ આવે છે,
જન બે દિન પ્રીત બતાવે છે, આપત્તિ સમે દૂર જાયે છે,
તવ એકજ તું રહી જાયે છે,
બસ કંઠે હાથ લગાવે છે. ૬

( ૧૯૨૬ )

# લગ્નગીત

(માલણ ગૂંથી લાવ ગુણિયલ ગજરો—એ ઢાળ.)

કરે ઉર કોડ કન્યા કુમારી—ટેક.

ક્યમ પરઘર હુંથી વસાશે?
ક્યમ સાસરિયાં રીઝવાશે?
ક્યમ પારકાં પોતીકાં થાશે?
કરે ઉર કોડ કન્યા કુમારી—

વનવાસથી વસમાં છે રાજ્ય,
રામરાજ્ય કે હોય સ્વરાજ્ય,
એથી વિકટ વધુ ગૃહરાજ્ય,
કરે ઉર કોડ કન્યા કુમારી—

તોયે અવનિમાં સ્વર્ગ વસાવું,
વનનંદન આંગણ વાવું;
સુખ સાસરિયે વરસાવું—
કરે ઉર કોડ કન્યા કુમારી—

(૧૯૩૨)

# કુદરત

( અષ્ટપદીનો રાહ )

પર્વત પાસે સરિતા સરતી ગીત ગાતી કાંઇ ગરવાં,
ચંદ્રઉદયથી યામિની રાચતી તારક શોભે નભમાં,
કુદરતની પરિપૂરણ શોભા, ફળફુલ શોભે નવલાં,
ધન્ય જીવ્યું ને જનમ્યું તેનું રજની ગાળી અહિયાં. ૧

સ્નેહી સહિત કુદરતને જોતાં, સમિર મધુર અનુભવતાં,
કોયલના ટહુકાર સુણંતાં, બકુલની ડાળે ઝુલતાં,
કોમળ કુસુમોને કરમાં લઈ હાર મનોહર ગુંથતાં,
નિજ સખી કંઠે અરપણ કરતાં હર્ષ ન થાય શું મનમાં ? ૨

કુદરતનું અવલોકન કરતાં, સુખથી અહિં તહિં ફરતાં,
ગાયન સૂર મધુર છેડંતાં, વીણાને કર ધરતાં,
પરમ પ્રભુના ભક્તિરસમાં શીર નમાવી પળમાં
હર્ષોન્માદિત થઈ અતિ મનમાં નિરખ્યા પ્રભુ અંતરમાં ૩

( ૧૯૨૧ )

## કોયલ વહુ

(ઢાળ: માલણ ગૂંથી લાવ ગુણીયલ ગજરો)

ઝૂલે ફળફૂલ ભારથી વેલી,
ઝૂલે વડવૃક્ષ વડવાઈ ઘેરી,
ઝૂલે ગંધવતી મિત્રઘેલી,
કોયલ વહુ આવ આંગણ મારે. ૧

મારે માવડીનાં રણવાળાં,
મારે ઇન્દુએ કુળ અજવાળાં;
એક ઊણું વિના ટહુકાળાં,
કોયલ વહુ આવ આંગણ મારે. ૨

વહુ આવને ઉમંગ આણી,
તું તો અમ કુળ રીત અજાણી;
તને પુત્રી સમોવડ માણી,
કોયલ વહુ આવ આંગણ મારે. ૩

જેવાં ઇન્દુ-તારા સહચારી
તેવાં હૈયે સદા હેત ધારી
હોજો હેવાતન સુખકારી
કોયલ વહુ આવ આંગણ મારે. ૪

(૧૯૩૪)

## સ્તુતિ

(અષ્ટપદીનો રાહ)

વન્દું પ્રેમ થકી પરમેશ્વર, ધ્યાન ધરો સ્તુતિ મારી,
આશભર્યું માનવઉર કીધું, આશ પૂરો મુરારિ;
જન્મ ધરીને મેં સંસારે કામ કીધાં અવિચારી,
દોષ હરી મમ, રોષ પરહરી, દો બુદ્ધિ સુખકારી. ૧

સ્નેહે સ્તવન કરું પ્રભુ તારું પ્રીતિવશ ત્રિપુરારિ,
બાળકી છું અજ્ઞાન અતિશય સ્થળજળવાસી! તમારી;
આશબીજ રોપ્યું ઉરમાં તે વેલીરૂપે વધ્યું ભારી,
તેને તાત ન તોડી લેશો, પોષી કરો આભારી. ૨

(૧૯૨૭)

## વછેરી

કોણે ઉછેરી આંસુભરી,
આ વછેરી રે કોણે દોરી આ ઘેર,
કોણે ઉછેરી આંસુભરી. ૧

અહીં તહીં આથડતી ફરે,
નાહીં પળનો રે કોઈ ઠરવાનો ઠામ,
કોણે ઉછેરી આંસુભરી. ૨

ઘડી ઘડીએ ઢૂંઢે સહુ,
દૂધ કારણ રે તારું પોકારે નામ,
કોણે ઉછેરી આંસુભરી. ૩

ખાધું ન ખાધું ન કો પૂછે,
એક માગે રે દૂધનું ભર ઠામ
કોણે ઉછેરી આંસુભરી. ૪

વાછરુ વાછરડી ગમે,
એના આવશે રે મનગમતા શા દામ,
કોણે ઉછેરી આંસુભરી. ૫

ટાઢ પડે કે હિમ ઢળે,
અંગ તારે રે નહીં ઓઢણુ કામ,
કોણે ઉછેરી આંસુભરી. ૬

તાપ જળે કદી લુ અડે,
ઝરે નેનન રે તેની કોને ન સાન,
કોણે ઉછેરી આંસુભરી. ૭
વર્ષા પડે પગ નવ ઠરે,
ગળે ગાત્રો રે લીધો છેલ્લો આરામ,
કોણે ઉછેરી આંસુભરી. ૮

પુત્ર તને તારા તાણશે,
કામ લીધું રે તેને હાવાં શું કામ,
કોણે ઉછેરી આંસુભરી. ૯

ગાય બીજી કોક ગોતશે,
પ્રભુ આપો રે તને સ્વર્ગે આરામ,
કોણે ઉછેરી આંસુભરી. ૧૦

(૧૯૩૫)

## વાદળી

(ઢાળ : ગુલાબી ! કેમ કરી જાશો ચાકરી રે)

હે ગગનને ગોખે ઊભી ઓ ! વાદળી રે,
હે શાં દુઃખ શ્યામ વદન દેખાય;
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૧

હે અવનીને ચોકે ના ચન્દ્રિકા નાચતી રે?
હે આવાસ આખો દિસે ઘનઘોર?
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૨

હે વૃક્ષનું એકે ય પાન નથી હાલતું રે?
હે પંખી ય કરતાં નથી કલશોર?
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૩

હે વાયુભ્રાત ભાવે શું અન્તર ઘેરીઆં રે?
હે સોણલાં મહીયરનાં ઊભરાય?
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૪

હે વાંક વિના મેઘનાથ ગાજ્યા રોષમાં રે
હે ઝબક્યાં નણદલ-વીજનાં વેણ?
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૫

હે બાળુડી બિન્દુનાં સાસરે વળામણાં રે?
હે ખારાં લાગ્યાં દીઠાં જે દિલ દરિયાવ?
અનુભવ એવા તે આકરા શા થયા રે? ૬

(૧૯૩૧)

## વિમાન

( ઢાળ : ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ )

વ્યોમનાં વિમાન સુરજ ચન્દ્રમા રે લોલ,
ઝૂલે ઝુલાવે મહાકાળ જો—
ઝૂલે વિમાન મારા નેનમાં રે લોલ. ૧

જગનાં વિમાન મધુર બાળુડાં રે લોલ,
ઝૂલે ઝુલાવે માતતાત જો—
ઝૂલે વિમાન મારા નેનમાં રે લોલ. ૨

જીવને વિમાન મારે કલ્પના રે લોલ,
ઝૂલે ઝુલાવે સુખદુઃખ જો—
ઝૂલે વિમાન મારા નેનમાં રે લોલ. ૩

વ્યોમનાં વિમાન નર્યાં તેજનાં રે લોલ,
જગનાં વિમાન પ્રણયરૂપ જો—
ઝૂલે વિમાન મારા નેનમાં રે લોલ. ૪

કલ્પનાવિમાન પૂર્યાં પ્રાણનાં રે લોલ,
ઝૂલે અખંડ ને અનંત જો—
ઝૂલે વિમાન મારા નેનમાં રે લોલ. ૫

(૧૯૨૮)

## ચુન્દડી

( ઢાળ : આવો રૂપાળુ હો ! મારે નેસલડે )

માગું ચુન્દડલી રે કે રંગમાં રાતીશી ચુન્દડી
ચુન્દડીએ શોભે શો દેહ રંગમાં રાતીશી ચુન્દડી. માગું૦ ૧

ચુન્દડીએ તારલા રે કે નવલખ રાતીશી ચુન્દડી
અન્તરે નવલખ આશ રંગમાં રાતીશી ચુન્દડી. માગું૦ ૨

ચુન્દડીએ લીલડા રે કે પાલવ રાતીશી ચુન્દડી
ચુન્દડીએ લીલા લહેર રંગમાં રાતીશી ચુન્દડી. માગું૦ ૩

ચુન્દડીએ ચીતર્યાં રે કે માંગલ્ય રાતીશી ચુન્દડી
પ્રાણમાં પૂરે પ્રકાશ રંગમાં રાતીશી ચુન્દડી. માગું૦ ૪

ચુન્દડીએ ચિત્તડાં રે કે ચોંટયાં રાતીશી ચુન્દડી
ચુન્દડીની જગમાં ન જોડ રંગમાં રાતીશી ચુન્દડી. માગું૦ ૫

(૧૯૩૫)

## આશા જીવન

(ઢાળ: રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં રમતી'તી.)

મારી આશાનાં અણખૂલ્યા દ્વાર, નિરાશા તાકી રહી,
પૂર્યા હૈયે આ ઊંડા ઉચાટ, હજી યે શી બાકી રહી? ૧

પેલી વેરીલી વીજળી જ્વલન્ત, ઝબૂકતી જ્યારે ઘણી,
સુકુમારી આશા કેરી ઢાલ, થતી હું વારે ઘડી. ૨

વળી ઘેરાતો વ્યોમે ઘનેશ કાલિમા છાઈ વળી,
રહી સંગે એ વસમા પ્રદેશ, બીતાં યે વટાવી જતી. ૩

હતી પાંગરતી નાની શી અંક, પ્રફુલ્લતી મોટી થઈ,
હતી પોષી જે હૈયાને હીર અમીરસ પાતી થઇ. ૪

હતી કાલી જે કરતી કલ્લોલ, જીવન-દીપદાંડી થઈ,
અરે! એ તો જીવનને અન્ત જીવનજ્યોત જાતે થઇ. ૫

(૧૯૭૪)

# ઝાંઝર

(ઢાળ: ગુલાબી કેમ કરી જાશો ચાકરી રે)

કે કોઈનાં ઝાંઝર કાનમાં બોલતાં રે,
કે કરતાં સૂખ ને દુઃખની વાત,
પગનાં ઝાંઝર કાનમાં બોલતાં રે. ૧

કે આજ થયાં મોઘેરાં સિદ્ધ કાંઈ સોણલાં રે,
કે આજ ગયું ભાગી શું અંતરનું માન,
પગનાં ઝાંઝર કાનમાં બોલતાં રે. ૨

કે આજ પગે ઝૂલે કો પુષ્પની પાંખડી રે,
કે આજ હોય લોખંડી ઝંઝીરો સમાન,
પગનાં ઝાંઝર કાનમાં બોલતાં રે. ૩

કે આજ અમી સાગરે ચાલ્યાં અંગોળવા રે,
કે આજ દીઠાં ઝેરીલા નાગનાં રહેઠાણ,
પગનાં ઝાંઝર કાનમાં બોલતાં રે. ૪

કે આજ ઘૂમે રૂમઝૂમતી મીઠી કલ્પના રે,
કે આજ પાળ બાંધી શું ઉરને તરંગ,
પગનાં ઝાંઝર કાનમાં બોલતાં રે. ૫

(૧૯૪૦)

# ભોઠો પડ્યો

(ઢાળ: જોયા જગત ઘૂમી એક જોગીરાજને)

નેહથી ભરેલ હું તો જીવનમાં સંચરી,
સાધી શકી ન કાંઈ મેળ,
રંગ મારો ભોઠો પડ્યો. ૧

જગને વિશાળ ચોક રમવાને સંચરી,
પામી ન થોભવાને ઠામ,
રંગ મારો ભોઠો પડ્યો. ૨

તેજીલાં વિલાસ હાસ હોંસે હું સંચરી,
ખૂટ્યાં શું સૂર્યના ય તેજ?
રંગ મારો ભોઠો પડ્યો. ૩

અમીના ભરેલ કુંભ પીવાને સંચરી,
ભૂલ્યો શશી શું અમી હેલ?
રંગ મારો ભોઠો પડ્યો. ૪

તારલાનાં ટોળાંને વીણવાને સંચરી,
ઝળકે ઝાલું ક્યાં ઉડી જાય?
રંગ મારો ભોઠો પડ્યો. ૫

(૧૯૩૯)

# મોતી

( ઢાળ : સરોવર પાણીડાં ગઈતી સાહેલડી )

જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં,
મોતી તો કોઈ ગોતી લાવો જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૧

મોતી ધારીને સાચાં હૈયે ધરેલ કંઈક,
ખોટાં ઠર્યાં તો ઓળખાવો જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૨

ખોટાં તજીને મારે સાચાંને સજવાં,
આવો કો મૂલ એનાં આંકો જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૩

કહેશો તો મૂલ દેશું આશા ને કોડના,
કો'તો આયુષ્ય દેશું મૂલમાં જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૪

કહેશો જે કાંઈ દેશું મોતીના કારણે,
મારે એ મોતી મારાં કરવાં જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૫

અંતરની પ્યાસ એક સાચો ઉલ્લાસ એક,
માન્યા જે ધ્યેય તેને પામવાં જી રે;
જીવનના સાગરમાં કાંઈ કાંઈ છીપલાં. મોતી૦ ૬

(૧૯૩૮)

# સુરજદેવ

(ઢાળ : સુન્દર વેણુ વાગી વેણુ વાગી)

અરે પૃથ્વીના નિત્યના પ્રવાસી !
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
હું તો પૂછું હા, વાત કૈક છાની
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
મિત્રરૂપે આ અંતરે પધારો
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
જરા નાંખી પ્રકાશ ને ઉકેલો
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
નથી ઝાઝા તરંગ, આશ હેલો
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
તમે અમરાપુરીના નિવાસી
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
કદી આવે ત્યાં અવનીનાં વાસી ?
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
ચહે વળવા ફરી કે ઉદાસી ?
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !
ફરી આવે કે હોય અનાગામી ?
સુરજદેવ ! ઊભા રહો, ઊભા રહો !

(૧૯૩૮)

# અણુજાણ

( ઢાળ : હાંકે રાજ વાવડીયુંનાં પાણી ભરવા આંતાં )

હાંકે રાજ, વા વાયા વંટોળ ચઢ્યા ઠૈ ભારે,
અથડાયાં બેગાં ત્યારે,
આ ઠર સાહ્યા અણુજાણ. ૧

હાંકે રાજ, પ્રલય સમાં તોફાન જગાયાં ત્યારે,
વીજ ઝબકે વારેવારે,
આ ઠર સાહ્યા અણુજાણ. ૨

હાંકે રાજ, ગગન ગભીરું થઈને માઝા મૂકે,
વર્ષા ઝડી ત્યાં કયમ ચૂકે,
આ ઠર સાહ્યા અણુજાણ. ૩

હાંકે રાજ, કંપી કાયા થરથર ધ્રૂજે ત્યારે,
ઊભાં'તાં ભીને વાને,
આ ઠર સાહ્યા અણુજાણ. ૪

હાંકે રાજ, પ્રલય તણો ભય ભૂલ્યા પળ તે વારે,
ભૂલ્યાં જગ-જીવન જયારે,
આ ઠર સાહ્યા અણુજાણ. ૫

હાંકે રાજ, એક તને હું જાણું અંતર મારે,
જુજવી ન પડું કો કાળે,
આ ઠર સાહ્યા અણુજાણ. ૬

( ૧૯૪૮ )

# ગરબે રમવાને આવો

(ઢાળ: વા વાયા ને વાદળ ઊમટયાં)

ભલે ભાવભર્યાં જનનીભૂમિ આરાધો,
ભલે ગુર્જરી ગિરાનાં કરો ગાન,
ગરબે રમવાને આવો. ૧

ભલે જનનીના ગુણ ગાઓ આનંદે,
ભલે બાપુના બોલની લ્હાણ,
ગરબે રમવાને આવો. ૨

ભલે બાળુડી બેનને શણગારો,
ભલે વીરાનાં કરજો વખાણ,
ગરબે રમવાને આવો. ૩

ભલે કાળજે કોરેલ કાંઈ ઉકેલો,
ભલે સંભારો વાલમની વાત,
ગરબે રમવાને આવો. ૪

ભલે કુંવર કોડામણાને હૂલાવો,
ભલે પુત્રીને વસમી વીદાય,
ગરબે રમવાને આવો. ૫

ભલે સાસરું છે સંસાર સંભારો,
ભલે ઉચ્ચારો છોડી ઉચાટ,
ગરબે રમવાને આવો. ૬

ભલે સરખી સખીની સંગ નાચી લો,
ભલે રાચો રાખીને મરિયાદ,
ગરબે રમવાને આવો. ૭

ભલે અંતર ઉઘાડી તમે ખોલી દો,
ભલે છાનું ન થાશે છચોક,
ગરબે રમવાને આવો. ૮

(૧૯૩૭)

# ભાણેજડાં

( ઢાળ : આવો રબારણ હો, મારે નેસલડે )

આવો ભાણેજડાં રે, આંગણ મારે,
આવો વધાવું મોતી થાળે;
ભાણેજડાં હો ! આંગણ મારે. ૧

મારે તે આંગણે રે, ઘેરું ગાતી સરીતા,
આવો ભવસિન્ધુ ઘુઘવનારાં;
ભાણેજડાં હો ! આંગણ મારે. ૨

મારે તે આંગણે રે, કે લ્હેરે તુલસીકયારા,
આવોને સૌમ્ય સુરભિવાળાં;
ભાણેજડાં હો ! આંગણ મારે. ૩

મારે તે આંગણે રે, કે બાગે ઊડે ફુવારા,
આવોને બેનનાં દુલારાં;
ભાણેજડાં હો ! આંગણ મારે. ૪

આવો ભાણેજડાં રે, કે પરકુળ આવો પોતીકાં,
પોતીકાં પરાયાં તે સંસારે;
ભાણેજડાં હો ! આંગણ મારે. ૫

( ૧૯૩૩ )

# કોણાવાળી

(ઢાળ: મા પાવા તે ગઢથી ઉતર્યા મહાકાળી મા)

જગઅગાશીએ ફરતી ફરે, ઓ કોણાવાળી રે!
ટોબો રજની ને દિનનો, ઓ કોણાવાળી રે! ૧

અણુમાપ સમુદ્ર સપાટીએ, ઓ કોણાવાળી રે!
ઠરે ટોબો ક્ષાર તરંગનો, ઓ કોણાવાળી રે! ૨

વણબોલ્યા માનવ ઉરમાં, ઓ કોણાવાળી રે!
સુખ દુઃખ આવી ટોબો ઠરે, ઓ કોણાવાળી રે! ૩

ઠરે અંતર આશ નિરાશનો, ઓ કોણાવાળી રે!
ટોબો તુજ માયાપાશનો, ઓ કોણાવાળી રે! ૪

સર્જનજૂનાંને અંત શો? ઓ કોણાવાળી રે!
જીવન મૃત્યુના પંથની, ઓ કોણાવાળી રે! ૫

(૧૯૩૬)

## આભલાં

(ઢાળ: પિત્તળ લોટા જળે ભર્યા રે)

વાદળ-લીંપ્યાં શાં આભલાં રે,
ભીંજવે જગત જળધાર સાહેલી;
જીવનઝાળ ના હોલવે રે. ૧

વીજલડી અતિ વેગથી રે,
ઝબકે ને તેજઅંબાર સાહેલી;
અન્તર ઝબકે ન આશથી રે. ૨

જળકુંડાળે ચન્દ્રમા રે,
ઘેરાય ને છુટી જાય સાહેલી;
અશ્રુકુંડાળાં ના ઓસરે રે. ૩

વાદળ, વીજળી, ચન્દ્રમા રે,
કીધા શા મેં અપરાધ કહોની;
મુજ સાથે શાં રૂસણાં રે. ૪

(૧૯૩૪)

# ટપાલી

(ઢાળ : મને કૃષ્ણ જોયાના કોડ, સહિયર ચાલોને)

આવ્યો આવ્યો ટપાલી રોજ
દૂરથી આવ્યો રે;
સુણી પ્રેમ તણો આહાલેક
ટપાલી આવ્યો રે.

સાખી

સ્નેહીના સન્દેશનો, સુન્દર પ્રેમ વિવેક,
અમૃત અક્ષરથી લખ્યો, એણે કામણગારો લેખ,
ટપાલી આવ્યો રે, આવ્યો આવ્યો૦ ૧

સાખી

ઊભું અક્ષર અક્ષરે, એકજ પ્રેમલ રૂપ,
વાંચે મુજ મન દૂરથી, દીધું નિજ દિલ નયન સમીપ,
ટપાલી આવ્યો રે, આવ્યો આવ્યો૦ ૨

સાખી

ટપાલીના કર્તવ્યનો, ભૂલું કયમ આભાર?
દેવા સરખું ના કશું, દેજો પ્રાર્થું જગતઆધાર,
ટપાલી આવ્યો રે, આવ્યો આવ્યો૦ ૩

(૧૯૩૦)

# મારો ગરબો

(ઢાળ: આવ્યો અષાઢ ગાઢ આભલાં છવાયાં)

હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે,
ઝાલ્યો ન હુંથી ઝલાતો જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૧

ગરબામાં આશદીપ ઘૂમે અટૂલો,
અંબામા! આશરો તમારો જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૨

ઘૂમે છે વૃક્ષવેલ, ઘૂમે આ કયારડા,
ઘૂમે છે પર્ણપુષ્પ સારાંય જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૩

ઘૂમે છે સરિતા ને ઘૂમે મહેરામણ,
ઘૂમે અચળ અદ્રિમાળા ય જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૪

ઘૂમે છે સૂરજ ને ઘૂમે છે ચાંદલો
ઘૂમે છે નવલખ તારલા જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૫

ધરતી ઘૂમે ને તેનો ધારનાર ઘૂમે,
ઘૂમે કલાનાથ ન્યારા જીરે;
હુંયે ઘૂમું ને મારો ગરબો ય ઘૂમે. ૬

(૧૯૩૩)

## મૂલ્યાંકન

(ઢાળ : વનમાં બોલે ઝીણા મોર)

મંદિર સારું અમોલું તોયે,
ઝૂંપડલી મોંઘી ઘણી રે લોલ;
અંગ આ આખુંજ વહાલું તોયે,
આંખડલી વહાલી વધુ રે લોલ. ૧

સાહેલી મોગરા સૌરભવાળાં,
ગુલાબની ન્યારી ખૂબી રે લોલ,
માણેક મોતી મહામૂલવાળાં,
હીરાકણીની તોલે નહીં રે લોલ. ૨

રવિરાજ વિશ્વને વાંણુલે નચાવે,
તો ચન્દ્રમાની શાન્તિ જૂદી રે લોલ,
શ્રાવણે આપો દી ઝરમર ધારા,
અષાઢવાની જૂદી ઝડી રે લોલ. ૩

હિમાલય ગિરનાર હો રઢિયાળા,
માનું હું આબુ તોલે નહીં રે લોલ,
ગંગા ને જમનાનાં નીર ભલે સારાં,
મારે તો મારી તાપી ભલી રે લોલ. ૪

વૈકુંઠ કૈલાસ શાન્તિની શાળા,
મારે તો મારી અવની ભલી રે લોલ,
હોય ભલે લાખ લાખનાં રખેવાળાં,
હે રામ રખેવાળાં જૂદાં રે લોલ. ૫

(૧૯૩૪)

# મોરલી

(ઢાળ : મથુરામાં ખેલ ખેલી આવ્યા)

યૌવનની પૂર્ણિમા ને આશાની ચન્દ્રિકા,
જાણું ના લગની કાં લાગી?
કે કા'નડ મોરલી રે વાગી. ૧

પૂર્ણિમાય પરવરી ને આશાય ઓસરી,
તોય હા! ઝબકીને જાગી!
કે કા'નડ મોરલી રે વાગી. ૨

કાળો એ કા'ન ક્યાં? ને કાલિંદી ઘાટ ક્યાં?
વીતી તે વેળ ક્યાં સુહાગી?
કે કા'નડ મોરલી રે વાગી. ૩

વીત્યું વેરાય નહીં, જોયું ખોવાય નહીં,
રેલાયો સૂર રહ્યો લાગી,
કે કા'નડ મોરલી રે વાગી. ૪

(૧૯૩૬)

# બેન

( ઢાળ : હો કા'ન ક્યાં રમી આવ્યા )

ક્યાંની આ રીત શીખી લાવ્યાં?
હો બેન! ના જાવ ચાલ્યાં!

સાસરીએ જાવ નહીં ચાલ્યાં!
હો બેન! ના જાવ ચાલ્યાં! ૧

ધોળે દહાડે ધાડ પાડે ધુતારા
ભોળાં કાં આમ ભોળવાણાં? ૨
હો બેન! ના જાવ ચાલ્યાં!

ગોઠેલ ગોઠડી છોડી અમારી
ગોઠે શું ગોઠડી અજાણી? ૩
હો બેન! ના જાવ ચાલ્યાં!

સાસરીઆં હેતભર્યાં આજે બોલાવે
હૈયાની હુંફ ત્યાં શું આવે? ૪
હો બેન! ના જાવ ચાલ્યાં!

પારકાં પોતીકાં જો કરવા હો ચહાતાં
પોતીકાં શું મૂકવાં વિલાતાં? ૫
હો બેન! ના જાવ ચાલ્યાં!

(૧૯૩૨)

# નહીં નોતરું

(જૂનાગઢથી તે ઊતરી ગોવાલણી રે)

થોભ આભે ઉગેલ અલ્યા ચન્દ્રમા રે,
જગે ચાંદની ભલેને ઢોળાય,
તને ગરબે રમવાને
નહીં નોતરું રે. ૧

મારે ગરબે રમે તે મારા જેવડી રે,
એને હૈયે અનેરા પ્રકાશ,
તને ગરબે રમવાને
નહીં નોતરું રે. ૨

કોક ભોળી ભોળાય તારા રૂપમાં રે,
કળાઘેલી કળામાં ફસાય,
તને ગરબે રમવાને
નહીં નોતરું રે. ૩

હું તો જાણું બધાય તારા ઢંગને રે,
ભાગે લઈને અચિંતો ઉજાસ,
તને ગરબે રમવાને
નહીં નોતરું રે. ૪

(૧૯૩૧)

## કોયલરાણી

(ઢાળ: સુન્દર વેણુ વાગી વેણુ વાગી)

આ શું માંડ્યો વિલાપ સૂર તાણી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

ફૂતું કંઠે શું ક્યાંક ગયું ચાલી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

લાગી આંબાની મંજરી શું ખાટી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

ઉષાપૂરી રંગોળી તે ન રૂચી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

પેલા રવિએ શું આજ્ઞા ઉવેખી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

કે વસન્તે નવીન વધુ ગોતી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

તુલા કાગડીશું કીધી તમારી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

લોકહૃદયની શું શ્યામતા નિહાળી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

લાગી શ્યામતા શરીરની અકારી?
કોયલરાણી, ધીરાં પડો! ધીરાં પડો!

(૧૯૩૭)

# આરાધના

(ઢાળ: જોયા જગત ઘૂમી એક જોગી રાજને)

આત્મદેવ કાજ આશદીપ સ્નેહ સીંચતી,
કલ્પનાની આરતી ઉતારતી;
આરાધના શું ઓછી પડી? ૧

જીવનયજ્ઞ માંહી લાખ સુખને સમર્પતી,
એક સુખ કાજ વેદી વન્દતી;
આરાધના શું ઓછી પડી? ૨

કામના ભરેલી નિષ્કામ છું હું કલ્પતી,
કામના વિહોણી ઘડી ના હતી;
આરાધના શું ઓછી પડી? ૩

વાંચ્છના વિહીન હવે વન્દુ વિશ્વેશ્વરી,
વાંચ્છના છુપાય જીવન-પારની;
આરાધના શું ઓછી પડી? ૪

આપું તો માંગવું જરૂર જાણું જન્મથી,
સહજ ક્યાં સમાવવું રહી મથી?
આરાધના શું ઓછી પડી? ૫

(૧૯૩૬)

## પુનેમ !

(ઢાળ: ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ)

આવી પુનેમ જગત આંગણે રે લોલ,
મારે તો અંતરે અમાસ જો,
આવી પુનેમ જગત આંગણે રે લોલ. ૧

આજે અગાશીએ જતાં સહુ રે લોલ,
જોવા રજનીપતિ આશ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ. ૨

હું તો ઉભી અમારે ઓરડે રે લોલ,
જોયો ન કા'ન થઈ હતાશ જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ. ૩

ગરબા શા ગાય ગોરી આંગણે રે લોલ,
વાગે ઝાંઝર ઝણકાર જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ. ૪

કા'ના વિહોણી મારે વાંસળી રે લોલ,
સ્મરણે જ! રાસના રણકાર જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ. ૫

ભેગાં મળીને સગાં સ્નેહીઓ રે લોલ,
આરોગે આજ અમી થાળ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ. ૬

મારે તો એક સ્નેહી શામળો રે લોલ,
છોડ્યો અમારો સહવાસ જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ. ૭

ચન્દ્રપુજન કાજ રસીકા જતી રે લોલ,
એને તો નેન દીપકમાળ જો,
આજે પુનેમ જગત આંગણે રે લોલ. ૮

ચન્દ્રપુજન કાજ હુંય નીસરૂં રે લોલ,
ચાલું ત્યાં નયન અંધકાર જો,
આજે અમાસ મારે અંતરે રે લોલ. ૯

( ૧૯૨૯ )

# વીજળી

(ઢાળ: શેના લીધા મારા સ્વામ! અબોલડા શેના લીધા રે)

આવો હો! વીજળી બેન!
કરીએ વાતો ઘડી રે.

સ્વામી સંગાથ સખી કેમ કરી વસીએ,
આખો દી કામમાં મચેલ, કરીએ વાતો ઘડીરે. ૧

મૂગી રહું તો સખી! બાવરો બોલાવે,
બોલું તો લાગે ખલેલ, કરીએ વાતો ઘડીરે. ૨

સાસરે વસું તો મારી સાસુ ન રાખે,
'આવી આ પુત્ર શું લડેલ' કરીએ વાતો ઘડીરે. ૩

મહિયર વસું તો મારી માડી ચીઢાશે,
'આવી કુળ ઝાંખાં કરેલ' કરીએ વાતો ઘડીરે. ૪

સેવિકા બનું તો મને દરદી સતાવે,
ઔષધિ ન જાણું કુચેલ, કરીએ વાતો ઘડીરે. ૫

આવો હો બેન! મને તમમાં સમાવો,
આવે આ ગૂંચના ઉકેલ, કરીએ વાતો ઘડીરે.
આવો હો! વીજળી બેન! કરીએવાતો ઘડીરે. ૬

(૧૯૩૪)

# કા'નો

(ઢાળ: કહાં જાઉં રે વેરણ રાત પડી)

પનઘટ પર મળું નીત કા'નાને,
કોઈ કહે કા'નો ગોકુળ ભૂલ્યો,
મને તો નચાવી નાચે મનભર એ;
પનઘટ પર મળું નીત કા'નાને. ૧

કોઈ કહે કા'નો દરશન દે ના,
મારે તો નયને પુરાયો ખસતો ન એ;
પનઘટ પર મળું નીત કા'નાને. ૨

કોઈ કહે કા'નો મથુરા—વાસી,
મારે તો આવીને વસ્યો અંતર એ;
પનઘટ પર મળું નીત કા'નાને. ૩

કોઈ કહે કા'નો કપટી કાળો,
મારે તો જીવન છાયો પળપળ એ;
પનઘટ પર મળું નીત કા'નાને. ૪

(૧૯૩૭)